# બે રાજકુમાર જય-વિજય

૧

આ જયસિંહ નામે એક રાજા હતો. રાજાને બે કુંવર હતા. એકનું નામ જયસિંહ અને બીજાનું નામ વિજયસિંહ. જયસિંહ મોટો અને વિજયસિંહ નાનો. રાજકુંવરો બુદ્ધિશાળી અને ચતુર હતા. હિંમતવાન અને શૂરા પણ એટલા જ. જય-વિજય પર રાજાને ખૂબ હેત હતું. રાજા તો કુંવરો પર વહાલના વરસાદ વરસાવે. સવારે ઊઠીને કુંવરોનાં હસમુખાં ને રળિયામણાં મોં જુએ; પછી જ બીજું કામ કરે.

એક સમયની વાત. રાણી માંદી પડી. રાજાનું મન ઉદાસ બન્યું, રાજા ને બંને કુંવરો રાણીની ખૂબ સારવાર કરે. રાજાએ તો દેશદેશથી વૈદો અને હકીમો તેડાવ્યા. વૈદો પણ કાળજીપૂર્વક રાણીને ઊંચી દવા ને માત્રા આપે. પણ રાણીને આરામ થાય જ નહિ. એની બિમારી તો દિન પરદિન વધતી જ ચાલી. અને આખરે એક દિવસ રાણી મરણ પામી.



રાણીના મરણથી રાજા અને કુંવર જય-વિજયની ઉદાસીનતાનો પાર ન રહ્યો આંખોમાંથી શ્રાવણ ભાદરવો વહેવા લાગ્યા.

રાણીના મરણથી રાજા અને કુંવર જય-વિજયની ઉદાસીનતાનો પાર ન રહ્યો. કુંવરોની આંખોમાંથી શ્રાવણ ભાદરવો વહેવા લાગ્યા. એમને જરાય ચેન પડે નહિ.

વૃદ્ધ રાજા નવી રાણી પરણી લાવ્યો. નવી રાણી કુંવરોને દુઃખ દેવા લાગી. ત્રાસ આપવા લાગી. કુંવરોને જોઈ એતો બળીઝળી ઊઠે. કુંવરો તો એને આંખના કણાની માફક ખૂંચે. સુખે ખાવા ન દે. સારાં લૂગડાં પહેરવા ન આપે. કુંવરોને રાજ બહાર કાઢી મૂકવા નીત નવા ઉપાય અજમાવે.

કુંવરોએ રાજાને વાત કરી. પણ નવી રાણી પરણ્યા પછી રાજામાં ભારે પલટો થયેલો. એનો અગાઉનો હેતાળ સ્વભાવ રહ્યો નહોતો. રાજાને નવી રાણી સિવાય કંઈ નજરમાં જ નહોતું આવતું. રાણી કહે એટલું જ રાજા કરે. રાણી ખવડાવે એટ-લું જ ખાય. ને પાણી પણ રાણીને પૂછીને જ પીએ. આમ, નવી રાણી પરણ્યા પછી રાજા છેક જ બદલાઈ ગયો. નવી રાણીએ રાજા પર જાદુ કર્યા; અને એ જાદુના પ્રતાપે રાજા તો કુંવરોને છેકજ વિસરી ગયો. કુંવરો શું કરે છે, ક્યાં રહે છે, શું ખાય છે, શું પીએ છે, એને સુખ છે કે દુઃખ એની રાજાને કંઈજ પડી

નહોતી. કુંવરોએ નવી રાણીના ત્રાસની રાજાને વાત કરી ત્યારે તેણે વાતને હસી કાઢી ને ઊલટું કુંવરોને ઠપકો આપ્યો !

રાજાની આ રીતભાતથી કુંવરોને ભારે લાગી આવ્યું. નાના કુંવર વિજયસિંહે મોટા કુંવર જય-સિંહને કહ્યું: " ભાઈ ! મારું માને તો આપણે હવે અહીં ન રહેવું જોઈએ. નવી રાણી પરણ્યા પછી પિતાની અમી નજર આપણા પરથી ઊડી ગઈ છે. એ તો નવી રાણી કહે એટલું જ કરે છે. આપણી વાત સાંભળતા નથી ને સાંભળે એમ લાગતું ય નથી. મારાથી તો નવી રાણીનું દુઃખ સહેવાતું નથી. આ કરતાં તો મોત રૂડું."

જયસિંહ કહે: " તને કંઈ રસ્તો સૂઝે છે ?"

વિજય કહે: " હા. અહીં રહેવા કરતાં આપણે કોઈ બીજા દેશમાં જઈ વસીએ ને ત્યાં જ સુખે દુઃખે જિંદગી કાઢીએ એજ વધારે સારું છે. તમારી મરજી હોય તો આપણે અહીંથી ચાલ્યા જ જઈએ."

જય કહે: " ભલે. જેવી તારી ઈચ્છા. તું કરે તેમ કરવા હું તૈયાર છું."

વિજય કહે: "મેં તો મારી ઈચ્છા જણાવી દીધી." બંને કુંવરોએ રાજ છોડવાનો નિર્ધાર કર્યો. ને



પહેરેલાં કપડાંભેર ઘોડા ઉપર સવાર થઈ બન્ને જણા ચાલી નીકળ્યા.

પહેરેલાં કપડાં ભેર ઘોડા પર સવાર થઇ બન્ને જણા ચાલી નીકળ્યા.

જય-વિજય ચાલ્યા જાય છે. ચાલતાં ચાલતાં રસ્તે એક મોટું વન આવ્યું. વનની વચ્ચે વડનું

ઝાડ હતું. આસપાસ ખુલ્લી જગ્યા હતી. બંને કુંવ-રોને એ સ્થળ ગમી ગયું. ને ત્યાં રાતવાસો કરવાનો નિર્ણય કર્યો.

રાજકુંવરો ત્રણ ત્રણ દિવસના ભૂખ્યા હતા. પેટમાં બિલાડાં બોલે ભૂખ કહે મારું કામ. ખાવાની તો ખૂબ જ ઈચ્છા. પણ ખાય શું? બંને જણા વિચાર કરતા બેઠા છે. સૂરજદાદા આથમવાની તૈયારીમાં છે.

વિજય કહે: "ભાઈ! મને તો ખૂબ જ ભૂખ લાગી છે. મારાથી હવે ભૂખ સહન નહિ થઈ શકે."

જય કહે: "ભૂખ તો મને ય ખૂબ લાગી છે. પણ થાય શું? અહીં ખાવાનું કાઢવું ક્યાંથી?"

આમ બંને જણા વાતો કરે છે એટલામાં સામેની નાળિયેરી પર લટકતાં બે નાળિયેરને વાચા ફૂટી! મોટું નાળિયેર નાના નાળિયેરને કહેવા લાગ્યું: "એય! દહાડામાં પચ્ચાસ વખત મારી સાથે અથ-ડાય છે તે શરમ નથી આવતી? હવે અથડાઈશ તો તોડીને ફેંકી દઈશ."

નાનું નાળિયેર કહે: "ફેંક્યાં! ફેંક્યાં! તારા-એકલાનું આ કંઈ થાન નથી. તું જન્મ્યું ત્યાં હુંય જન્મ્યું! તું રહે તેમ હુંય રહું. ને તને બહુ ચીઢ

ચડતી હોય તો જરા ખસતું રહેને. દબડાવે છે શા સારું ?”

મોટું નાળિયેર કહે: “ હું તો જરૂર દબડાવવાનું. હું તારા કરતાં મોટું છું ને તારા કરતાં મારામાં લાયકાત પણ વધુ છે. ”

નાનું નાળિયેર કહે: “ કઈ જાતની વધુ લાયકાત છે ? ”

“મને ખાય તે ભવિષ્યમાં રાજાનો વજીર બને. ”

“ બસ, એટલું જને ? ફક્ત વજીરજને ? એમાં શું ? પણ મને ખાય એતો રાજાનો રાજા–મહારાજા બને ! બોલ કોની લાયકાત વધારે ને કોણ વધુ ઉત્તમ ? હું કે તું ? ”

કુંવરોએ નાળિયેરની વાત સાંભળી. એક તો ભૂખ લાગી હતી ને વળી નાળિયેર ખાવાથી રાજા ને વજીર બની શકાય તેમ હતું. એટલે આવો બેવડો લાભ કોણ જતો કરે ?

મોટાએ નિશાન તાકીને બંને નાળિયેર તોડી પાડયાં. પણ નાનું નાળિયેર કોણ ખાય ને મોટું કોણ ખાય તે સવાલ આવીને ઊભો રહ્યો.

નાનો કુંવર વિજય કહે: “ હું નાનો છું

એટલે મારે ભાગે નાનું જ આવવું જોઈએ. પણ હું નાનું ખાઈશ તો હું રાજા બનીશ. એ વાત મને ગમતી નથી. તમે મોટા છો, માટે રાજા તો તમે જ બનો. હું તો તમારી સેવા કરવાને લાયક છું. હું તો વજીર બનીને તમારી સેવા કરીશ."

જયસિંહ કહે: "ભલે. જેવી તારી ઈચ્છા."

નાનું નાળિયેર મોટા કુંવરે અને મોટું નાળિયેર નાના કુંવરે ખાધું. બંનેનાં પેટ ભરાયાં. પછી થોડી-વાર આરામ કરીને ચાલી નીકળ્યા. થોડા દૂર ગયા ત્યાં નાના કુંવરને ચાબૂક યાદ આવ્યો. મોટા કુંવર તરફ જોઈ ને બોલ્યો. "મોટાભાઈ! મારો ચાબૂક વડ નીચે પડી રહ્યો છે. તમે ચાલતા થાઓ. હું હમણાં જ ચાબૂક લઈને આવી પહોંચું છું."

"ના. તું નાનો છે. થાકી જઈશ. તું ચાલતો થા હું જ લઈ આવું."

નાનો કુંવર વિજય કહે: "ના, ના. તમે તો હવે રાજા થવાના. હું તો તમારો પ્રધાન. રાજાનું કામ તો પ્રધાને કરવું જ જોઈએ ને?"

વિજયકુમાર ચાબૂક લેવા પાછો ફર્યો. ને અજયકુમાર ધીમે ધીમે આગળ વધ્યો.

બંને કુંવરોએ જે વડ તળે રાતવાસો કરેલો, એ વડના થડના પોલાણમાં નાગદેવનું થાનક હતું. નાગ ચારો ચરવા ગયેલા તે દરમ્યાન બંને કુંવરો આવી ચઢેલા. નાગ ચારો કરીને પાછો ફરે તે પહેલાં બંને રાજકુંવરો ત્યાંથી ચાલી નીકળ્યા હતા. કુંવરોને નાગના થાનકની ખબર નહોતી. નાગ ચારો કરીને પાછો ફર્યો. થાનકે આવીને જુએ તો કોઇએ પોતાના થાનકમાં પગ મૂકી થાનક અભડાવી મારેલું. આસપાસ નાળિયેરનાં છાલાં ને કાચલીઓ પડેલી. આ જોઈ નાગ ભારે ખિજાયો. એ તો થાનકની ફરતે ફુંફાડા મારતો જાય ને ચક્કર લગાવતો જાય.

એટલામાં વિજયકુમાર વડ નીચે આવી પહોંચ્યો. ઘોડા પરથી નીચે ઊતરીને જેવો ચાબૂક લેવા જાય છે ત્યાં તો નાગે દોડીને કુમારને દંશ દીધો ! જોતજોતામાં કુંવરને આખે શરીરે હળાહળ ઝેર વ્યાપી ગયું ! ને એતો ઢગલો થઈ ને ધરતી પર ઢળી પડ્યો !

આ તરફ મોટો કુંવર આગળને આગળ ચાલ્યો જ જાય છે. ચાલતાં ચાલતાં એક મોટા શહેરમાં જઇ ચઢ્યો.

હવે વાત એમ બનેલી કે એ શહેરનો રાજા

સાત દિવસ પહેલાં મરણ પામેલો. એ દેશમાં એવો રિવાજ હતો કે રાજા મરણ પામે એટલે હાથણીને શણગારે. પછી તેને શહેરમાં છૂટી મૂકે. હાથણી જેની આગળ ઘૂંટણીએ પડી નમન કરે ને સૂંઢ ઊંચી કરી સલામી આપે એ માણુસ તે દેશનો રાજા થાય.

સાત દિવસથી રોજ સવારે શણગારાયેલી હાથણી શહેરમાં ફરતી હતી. હાથણી શેરીએશેરીએ ને મહોલ્લે મહોલ્લે, ચૌટે ચૌટે ને લત્તે લત્તે ફરતી હતી. શહેરમાં માનવ ભીડ માતી નહોતી. સહુને રાજા થવાની ઈચ્છા. રાજા થવું કોને ન ગમે? પણ આજે સાતસાત દિવસ થવા છતાં એવો કોઈ નસીબ-દાર ન મળ્યો નહોતો. સાત દિવસથી હાથણી આખો દહાડો શહેરમાં ફરતી ને સાંજ પડે દરબારગઢમાં પાછી ફરતી.

ગામમાં તો ચારે તરફ કાળો કકળાટ થઇ રહ્યો છે. સાત દિવસથી રાજા વિના સિંહાસન સૂનું પડયું છે. નગરજનો કહેતા હતા કે આતો દૈવનો કોપ ઊતરી આવ્યો છે. સાતસાત દિવસથી રાજા ન મળે એ કંઈ જેવીતેવી વાત છે?

આઠમા દિવસની સવારે પણ રોજના નિયમ મુજબ હાથણી શહેરમાં ફરવા લાગી છે. ફરતીફરતી

રાજમાર્ગે ચાલી જાય છે. સામેથી જયસિંહ ચાલ્યો આવે છે. એતો પોતાની ધૂનમાં બધાંનાં મોં તરફ નજર નાખતો નાખતો આગળ ને આગળ વધી રહ્યો છે. લોકોના મોં પર એક પ્રકારની નિરાશા છવાયેલી છે, નથી કોઈ વાતચીત કરતું કે નથી કોઈ બોલતું. મીણનાં પૂતળાં ચાલતાં હોય એમ બધા ચાલે છે. પણ બધા મૂગામંતર ! જાણે કોઈના મોંમાં જીભ જ ન મળે ?

જયસિંહનું મન વિચારે ચઢયું: "આ બધા શા સારુ ભેગા થયા હશે ? એવી કઈ આફત આવી પડી છે કે લોકો આટલા બધા ઉદાસ જણાય છે ? આટઆટલાં માણસો છે પણ નથી કોઈ બોલતું નથી કોઈ વાત કરતું છે શું ?"

જયસિંહને વાતની ખબર નહોતી. એતો વિચાર કરતો કરતો આગળ ધપ્યે જાય છે.

સામેથી આવતી હાથણીએ જયસિંહને જોયો. જોતાંની સાથે જ દોટ મૂકી. દોડીને કુંવરના પગમાં પડી. સઢ ઊંચી કરી સલામી આપી.

લોકોના મોં પર આનંદ છવાઈ રહ્યો. ચારે બાજુથી નવા રાજાનો જયઘોષ ઊઠયો. દોડતો દોડતો રાજનો વડો વજીર આવ્યો. સાથે બીજા

કારભારીઓ પણ આવ્યા. વાતજે ગાજતે, ભારે ધામધૂમ સાથે જયસિંહને રાજકચેરીએ લઈ ચાલ્યા. પછી સારું મૂરત જોઈને જયસિંહને રાજ્યાભિષેક કર્યો. જયસિંહ રાજા બન્યો ને એના નામની આખા રાજમાં આણ ફરી વળી, લોકોએ જયઘોષ કર્યો: "જય હો, મહારાજ જયસિંહનો, જય હો!"

રાજા બનતાંની સાથે જયસિંહે પોતાના નાના ભાઈ વિજયસિંહની શોધ કરાવી. રાજના ચતુર સિપાઈઓ ચારે તરફ ફરી વળ્યા. પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ એમ ચારે દિશામાં માણસો ઘૂમી વળ્યા. પણ ક્યાંય વિજયસિંહનો પત્તો ન લાગ્યો. ભાઈનો પત્તો ન લાગવાથી જયસિંહને ભારે દુઃખ થયું. પણ મોટા રાજના ભારે મોટા કામકાજમાં મન પરોવી એ વાતને વિસારે પાડી.



સર્પદંશથી મરણ પામેલા વિજયસિંહનું મુડદું વડ હેઠળ પડયું હતું. એક જાદુગર અને તેની સ્ત્રી ફરતાં ફરતાં વડ પાસે આવી લાગ્યાં. આવીને જુએ તો, તેની નજરે મરણ પામેલો રાજકુમાર પડયો. જાદુગર તો મુદડાં સજીવન કરી જાણતો. પણ રાજકુમારને જીવતો કરવાની તેની ઇચ્છા ન થઈ. પણ

તેની સ્ત્રીનો જીવ ન રહ્યો. કુંવરને મરણ પામેલો જોઈ તેને ખૂબ લાગી આવ્યું. તેણે જાદુગરને કહ્યું: "તમે કહો છો ને કે હું મુદડાં સજીવન કરી જાણું છું?"

જાદુગર કહે: "હા, તેનું શું છે?"

"તો આ કુંવરને જીવતો કરો."

પણ જાદુગરે કંઈ માન્યું નહિ. એ તો નાની ના જ ભણે.

તેની સ્ત્રી કહે: "ત્યારે એમ જ કહોને, કે તમે ડંફાસ જ હાંકો છો!"

"ડંફાસ?"

"ડંફાસ નહિ તો બીજું શું? જાણતા હો તો કુંવરને જીવતો કરી બતાવો ને?"

જાદુગરને સ્ત્રીનો ટોણો બરાબર લાગ્યો. તેણે પોતાની કોથળીમાંથી એક કાચલી કાઢી. પછી એ કાચલી તેની સ્ત્રીના હાથમાં મૂકતાં બોલ્યો: "જો, પેલા વડમાંથી ઝરણું વહે છે તે આ કાચલીમાં ઝીલી લે."

જાદુગરની સ્ત્રીએ જાદુગરના કહેવા પ્રમાણે

કર્યું. કાચલી ઝરણાં હેઠળ ધરી. ઝરણાંનું પાણી કાચલીમાં પડવા માંડયું. જોતજોતાંમાં આખું ઝરણું કાચલીમાં ઠલવાઈ ગયું. વડના થડમાંથી વહેતો પ્રવાહ બંધ થઈ ગયો !

જાદુગર કહે: “હવે આ બરાબર સાચવી રાખજે. ટીપુંય ઢોળાવા ન દેતી.” પછી બોલ્યો: “લે, ત્યારે હવે આપણે રસ્તે પડીએ.”

સ્ત્રીને નવાઈ ઊપજી કહે: “કુંવરને જીવતો કર્યા પહેલાં ? કાચલીમાં ઝરણાંનું પાણી તો ભર્યું પણ કુંવર તો કંઈ જીવતો ન થયો.”

જાદુગર કહે: “અરે, તું જોયા તો કર. જેણે એનો જીવ લીધો છે તેજ એને જીવતો કરશે. જીવ લેનારને હાથે જ કુમારને જીવતો કરાવું તો જ હું ખરો જાદુગર !”

જાદુગર અને તેની સ્ત્રી આગળ ચાલી નીકળ્યાં. વડમાંથી વહેતું ઝરણું તો નાગદેવનું અમીમય પીણું હતું. એ ઝરણના પાણી વગર બીજું પાણી પીવાની એણે પ્રતિજ્ઞા લીધેલી.

નાગદેવ આવીને જુએ તો વહેતું ઝરણ સૂકાઈ ગયેલું માલૂમ પડયું. પાણી વગર એ તો તરફડવા લાગ્યા ! એક દિવસ બે દિવસ ને ત્રણ દિવસ વીતી

ગયા. નાગને ગળે શોષ પડવા લાગ્યો. કંઠે પ્રાણ આવ્યો. તરસે જીવ જાય. એ તો માથું પછાડતો પછાડતો જાદુગર પાસે ગયો. જઈને કહે: "મારું ઝરણું સજીવન કરી દે."

જાદુગર કહે: "પહેલાં કુંવરને જીવતો કરો પછી ઝરણું સજીવન થશે."

નાગ કહે. "એણે મારું થાનક અભડાવ્યું છે. મને પૂછયા વગર મારા થાનકમાં પગ મૂકયો. હું એને જીવતો નહિ જ કરું."

જાદુગર કહે: "ત્યારે તમે વગર પાણીએ જ મોજ કરો. એનો જીવ ગયો તેમ તમારો ય જવાનો."

નાગનું ગળું, સકાતું હતું. તરસે જીવ જતો હતો. આખરે હારીને તેણે જાદુગરની વાત કબૂલ રાખી. સામે જઈને કુમારનું ઝેર ચૂસી લીધું. ઝેર ઊતરતાં જ રાજકુમાર સડપ કરતો બેઠો થયો!

જાદુગરે કાચલીમાંનું પાણી વડના થડમાં ઢાલવી દીધું. ઝરણું હતું તેવું જ ફરી વહેવા લાગ્યું.

વિજયસિંહને આ વાતની કંઇ ખબર નહોતી એને તો એમ જ કે પોતે ઊંઘી ગયેલો. ને તે ઊઠે



સાપે જઈને કુમારનું ઝેર ચૂસી લીધું.

તે પહેલાં તો નાગદેવ અને જાદુગર પોતપોતાને રસ્તે પડી ગયા હતા.

વિજયસિંહે ઊઠીને ચાબૂક લીધો. પછી ઘોડા પર સવાર થઈ ચાલી નીકળ્યો. મોડું થઈ ગયું છે ને મોટા ભાઈ રાહ જોતા હશે એમ વિચારી તેણે ઘોડાને પૂર ઝડપે હાંકયે રાખ્યો. પણ ઉતાવળમાં ને ઉતાવળમાં ખરો રસ્તો ભૂલી ઊંધે રસ્તે ચઢી ગયો.

ચાલતાં ચાલતાં એક ગામ આવ્યું. ગામને પાદર એક ભરવાડણ સામી મળી. કુંવર કહે: "ડોસીમા ! મને તમારે ઘેર રહેવા દેશો ? હું તમારાં ઘેટાં બકરાં ચારીશ."

ભરવાડણ ઘરડી ખખ હતી. એને કંઈ છૈયાં-છોકરાં નહોતાં. એકલી અટુલી હતી. તેણે હા પાડી. કુંવર ભરવાડણને ઘેર રહ્યો. ઘેટાં–બકરાં ચારે ને મોજ કરે. એક સાંજે કુંવર ઘેટાં–બકરાં લઈને ઘેર આવ્યો. ઘેર આવીને જુએ તો ડોસી બેઠી બેઠી રોટલા ટીપે. તેણે તો કંઈ કેટલાય રોટલા ઘડી કાઢેલા. પણ આ શું ? ડોસી રોટલા ઘડતી ઘડતી રોતી શા માટે હતી ?

કુમાર ભરવાડને મા કહીને જ બોલાવતો. કહે: "માડી ! એવું તે શું દુ:ખ આવી પડયું છે કે આમ ચોધાર આંસુએ રડો છો ? વાત તો કરો ?"

ડોસી કહે: "કંઈ નહિ બેટા. એ તો અમથું જ."

પણ કુમારે તો બરાબરની હઠ લીધી. કહે:



"બસ કહો જ કહો. વાત કહો તો જ હા, નહિ તો ના."

"બસ, કહો જ કહો. વાત કહો તો જ હા નહિ તો ના."

ડોસીએ વાત કરી: "બેટા! આ ગામમાં એક રાક્ષસ આવીને રોજ કેટલાય માણસને ખાઈ જતો. રાજાએ રાક્ષસને મારવા ઘણી મહેનત કરી. પણ રાક્ષસ કોઈથી મરે? માણસના શા ભાર કે રાક્ષસને મારી શકે? ને રાક્ષસ તો રોજ રાતે આવે ને માણસને મારી ખાય! પછી રાજાએ એક નિયમ કર્યો કે રોજ એક ઘરનો વારો આવે. નિયમ મુજબ આજે મારો વારો છે. મારા જેવી ઘરડી ડોસલી કંઈ રાક્ષસને ભાવે? ને ઘરમાં મારા વગર બીજું છે જ કોણ? એટલે એને માટે રોટલા બનાવી રાખું છું."

કુંવર કહે: "માડી! તમે ફિકર છોડો. ને હવે રડો તો તમને મારા સોગંદ છે. આજે હું રાક્ષસ પાસે સામે ચાલીને જઈશ. જોઉં તો ખરો કે એનામાં કેટલું જોર છે? આવી વાત હતી તો મને પહેલાં કેમ ન કહ્યું? હું એનો ક્યારનો ફેંસલો કરી નાખત."

પણ કુંવરની વાત ડોસીને ગળે શે ઊતરે? ક્યાં રાક્ષસ ને ક્યાં રાજકુંવર? ડોસી કહે: "એવું સાહસ ન કરીશ, બેટા! તારી માફક તો કૈંકે હિંમત

કરેલી. પણ બધાય જીવથી ગયા. રાક્ષસ બધાને જીવતા ગળી ગયો છે! રાજાએ તો ગામમાં ઢંઢેરો પીટાવ્યો છે કે જે કોઈ રાક્ષસને મારી નાખશે તેને અરધું રાજ આપીશ ને કુંવરી પણ પરણાવીશ. રાજ મેળવવા ને કુંવરી પરણવાને લોભે કંઈ કેટલાયે જાન ગુમાવ્યા છે."

કુંવર કહે: "તમે ડરો નહિ, માડી! હું એને બરાબર પહોંચી વળીશ."

ડોસીએ કુંવરને બહુએ સમજાવ્યો પણ કુંવરે પોતાની વાત છોડી જ નહિ.

રાત પડી. વિજયકુમાર તૈયાર થયો. સાથે એક મસ્ત ઘેટો લીધો. બેને બદલે પાંચ મણના રોટલા લીધા. બહું લાડ કરીને રાક્ષસને ભોગ આપવા ઊપડયો!

ગામથી એકાદ માઈલ દૂર એક જંગી વડ હતો ત્યાં રાક્ષસ રોજ રાતે ભોગ લેવા આવે. કુમારે જઈને એક બાજુ રોટલાની થપ્પી લગાવી ને એક બાજુ વડના થડ સાથે ઘેટાને બાંધ્યો. ને પોતે એક તરફ ચૂપચાપ લપાઈને હાથમાં ખુલ્લી તલવાર રાખીને બેઠો.

મધરાત થઈ. 'ખાઉં! ખાઉં!' કરતો રાક્ષસ આવ્યો. આવતાં વેંત જ એમણે વડને થડે બાંધેલો

ઘેટા જોયો! માતેલા સાંઢ જેવા મસ્ત ઘેટાને જોઈ રાક્ષસ રાજી રાજી થઈ ગયો! એણે જીવતાં માણસ ખાધેલાં પણ કદી ઘેટા ખાધેલો નહિ. એ તો ઘેટા પર તૂટી પડયો ને જોતજોતામાં કાચો ને કાચો ખાઈ ગયો. પછી રોટલા પર ઝપાટો ચલાવ્યો. ખૂબ ખાધું. પેટ તો ભરાયું પણ માણસના માંસ વગર ચેન પડયું નહિ. પેટ ભરાયા છતાં જાણે ભૂખ્યો હોય એમ એને લાગે.

ખાઈ પીને ઝાડની ફરતે ચક્કર લગાવવા મંડયો. ફરતાં ફરતાં વિજયકુમાર તેની નજરે ચડયો. બસ, પછી તો પૂછવું જ શું? તેણે કુમારને પકડવા દોટ મૂકી. કુમાર પણ ચેતી ગયેલો. ને તે પણ ખૂબ સાવચેતીપૂર્વક બેઠો હતો. રાક્ષસ જેવો સામે આવ્યો કે ઊછળીને વિજયકુમારે તેના માથા પર તલવારનો ઘા કર્યો. એક જ ઘાએ રાક્ષસનું માથું ધડથી જુદું!

મધરાત વીતી ગઈ હતી. કુમારને ઊંઘ આવતી હતી. આટલી મોડી રાતે ઘેર કોણ જાય એમ માની એ તો વડ નીચે જ સૂઈ રહ્યો. રાક્ષસનું માથું એક કકડામાં બાંધી તેનું ઓશીકું બનાવ્યું!

સવાર પડી.



રાક્ષસ જેવો સામે આવ્યો કે ઊછળીને વિજયકુમારે તેના માથા પર તલવારનો ઘા કર્યો.

રાજાએ એવો હુકમ કરેલો કે સવાર પડે તે પહેલાં વડની આસપાસની જગ્યા સાફ થઈ જવી જોઈએ. આવી શરત રાક્ષસ સાથે પહેલેથી જ થયેલી:

રાજા એ શરત બરાબર પાળતો. એટલે રાજાના ફરમાન મુજબ સવાર પડે તે પહેલાં એક ભંગી આવીને વડની નીચેની અને આસપાસની જગ્યા વાળીચોળીને સાફ કરી જતો. નિયમ મુજબ ભંગી આવ્યો. આવીને જુઓ તો 'ઓ બાપરે! આ શું? ભારે કૌતુક! વડ નીચે એક તરફ રાક્ષસનું જબ્બર ધડ પડેલું ને બીજી તરફ તેનું માથું ઓશીકા તળે દબાવીને કોઈ ઘસઘસાટ ઊંઘે છે.' આ જોઈ ભંગીને ભારે નવાઈ ઊપજી!

ભંગીને થયું કે રાક્ષસ તો આ છોકરાએ જ માર્યો લાગે છે. પણ એ તો ઊંઘે છે, માટે લાવને, ઓશીકા તળેથી માથું ખેંચીને ઊઠાવી જાઉં! ને રાજા પાસે પહોંચું. પ્રયત્નમાં ફાવીશ તો રાજ મળશે ને રાજાની કુંવરી પણ મળશે.

લાભ મળતો હોય તો કોણ જતો કરે? ભંગીએ તો લાગ જોઈને કુમારના માથા તળેથી રાક્ષસનું માથું હળવેથી ખેંચી કાઢયું. કુમારને એટલી બધી ઊંઘ ચડેલી કે તેને તો કશું ભાન જ નહોતું. ભંગીએ રાક્ષસનું માથું હળવેથી ખેંચી કાઢી એક બાજુ પર મૂકયું ને પછી કુમારને ઊંચકીને પાસેની માટીખાણમાં નાખ્યો. ને ઉપરથી માટી વાળી દીધી.

પછી રાક્ષસનું માથું હાથમાં લટકાવીને શહેર ભણી ઊપડયો. શહેરમાં પહોંચ્યો. શહેરની ઊભી બજારે મોટી મોટી ફાળો ફરતો ચાલ્યો જાય છે ને લોકોને રાક્ષસનું માથું બતાવતો જાય છે ને કહેતો જાય છે કે: "જુઓ રે, શહેરના લોકો! જુઓ મેં આ રાક્ષસને માર્યો. લોકોને ત્રાસ આપનાર ભયંકર રાક્ષસને મેં માર્યો."

જોતજોતામાં આ વાતની ખબર આખા શહેરમાં ફેલાઈ ગઈ. રાક્ષસનું માથું જોવા શહેરના લોકો ઊમટયા. લોકોની ભીડનો પાર ન મળે. જ્યાં જુઓ ત્યાં માનવમેદની જામી છે. ભંગી રાક્ષસનું માથું બધાને બતાવતો જાય ને કહેતો જાય: "આ ભયંકર રાક્ષસને મેં માર્યો, મેં માર્યો!"

દરબારમાં જઈને ભંગીએ રાક્ષસનું માથું રાજા આગળ રજુ કર્યું. પછી રાજાને નમન કરીને રૂઆબભેર બોલ્યો: "રાજાજી! લાવો મારું ઇનામ! લાવો અરધું રાજ ને લાવો તમારી કુંવરી! લો, આ તમારો રાક્ષસ! રાક્ષસ મેંજ માર્યો છે, મને મારું ઈનામ જલદી આપી દો!"

રાક્ષસનું માથું જોઈને રાજા તો વિચારમાં પડી ગયો. રાજાનું મન વિચારે ચઢયું: "એક માંય-

કાંગલો ભંગી આવડા મોટા રાક્ષસને મારે એ વાતમાં કંઇ માલ નથી. ને એ તો રોજ ત્યાં વાળવાઝૂડવા જતો હતો. એનામાં તાકાત હોત તો તો કયારનો એણે રાક્ષસને મારી નાખ્યો હોત. ગમે તેમ પણ વાતમાં કંઈક ભેદ છે. રાજા ભેદ શોધવા બહુએ વિચાર કરે પણ કંઈ ભેદ જડે નહિ. ને બીજું કોઇ આવીને કહેતું ય નથી કે રાક્ષસને મેં માર્યો. આ એકલો ભંગી જ કહે છે. આ તો ભારે થઈ!

રાજા વચને બંધાયો હતો એટલે વચન ન પાળે તો તેની આબરુ જાય. રાજા જેવો રાજા વચન ન પાળે તો તો પછી થઈ જ રહ્યું ને? આખરે રાજાએ ભંગીને અરધું રાજ આપ્યું. પણ કુંવરી તો તરત ન પરણાવી.

ભંગી અરધા રાજનો માલિક બન્યો. પછી તો એ ભંગીઆનું કામ શાનો જ કરે? એ તો પો-તાની જાતને ભંગીરાજ કહેવડાવવા લાગ્યો. પણ ભંગી પણ જબરોસ્તો! રાજાને રોજ સંદેશો કહાવે કે: "હવે કુંવરી કયારે પરણાવો છો? તમે થોડા દિવસ થોભી જવા કહેલું તે પ્રમાણે હું થોભી ગયો. પણ હવે ઘડીએ નહિ થોભું માટે જલદી જલદી કુંવરી પરણાવો. નહિ તો લડાઈ કરીશ!"

આફત ! રાજાને તો બેય વાતે દુઃખ. કુંવરી ન પરણાવે તો પોતાનું વચન જાય ને પરણાવે તો લોકો વાતો કરે કે ભંગી સાથે કુંવરીને પરણાવી. આ તે રાજા કેવો ?

રાજા તો ખરેખર મૂંઝવણમાં આવી પડયો. પણ તેણે એક યુક્તિ શોધી કાઢી. તેણે ભંગી રાજાને કહાવ્યું કે કુંવરીને હજી એક વરસ કુંવારા રહેવાનું વ્રત પૂરું થયે સુખેથી પરણાવીશ. ઉતાવળા ન થાઓ.

ભંગીને તો રાજ મળી ગયું હતું. પરણવાની કંઈ ખાસ ઉતાવળ નહોતી. પણ વાત જતી ન કરવી ને રોજરોજ રાજાને તેની યાદ આપ્યા કરવી એમ માની તે તે સંદેશો મોકલ્યા કરતો. કુંવરીનું વ્રત જાણી ઠંડો પડયો.

આ તરફ સવાર પડી એટલે ગામના કેટલાક કુંભારો માટીખાણમાં માટી ખોદવા ગયા. જે ખાણમાં પેલા ભંગીએ રાજકુમારને દાટી દીધેલો એજ ખાણમાં તેઓ માટી ખોદે. ખોદતાં ખોદતાં પોચું પોચું લાગ્યું એટલે કુંભારોએ હાથ વડે ધૂળ ખોતરી. ત્યાં તો અંદરથી રૂપરૂપના અંબાર સમો રાજકુમાર નીકળી આવ્યો. કુદરતની કૃપાથી કુમાર સાજો-

સમો જ હતો.

રાજકુમાર વિજયસિંહે તો આમ જોયું તેમ જોયું. ચારે તરફ નજર નાખી. જુએ તો ન મળે રાક્ષસ કે ન મળે માથું ! ઓત્તારી ! આ શું ? એ તો ભારે વિચારમાં પડી ગયો. રાતે પોતે રાક્ષસ સાથે લડેલો ને રાક્ષસને મારી નાખેલો એ સપનું હતું કે શું ? એ તો વિચારમાં ને વિચારમાં કુંભારોની સામે જોતો ઊભો.

કુંભારો કહે: "અલ્યા, ભાઈ! તું અહીં ખાણમાં ક્યાંથી ને કેમ કરતાં દટાઈ ગયો ? તને કોઈ ઈરાદાપૂર્વક દાટી ગયું'તું કે શું ?"

કુમાર કહે: "કોણ જાણે મને તો કંઈ પણ ખબર નથી. હું તો રાતે આ વડ હેઠળ સૂતો હતો એટલે જાણું છું."

એક કુંભારે પૂછયું: "તારાં કોઈ સગાંવહાલાં છે કે નહિ?"

રાજકુમારે જવાબ દીધો: "ના રે, ના. મારે તો કોઈ સગુંય નથી તેમ વહાલુંય નથી. તમે મને તમારે ઘેર રાખશો તો તમારું બધું કામ કરી આપીશ."

આવો પેટવડિયો ચાકર મળતાં કુંભારો તો

રાજી રાજી થઈ ગયા. કહે: “ચાલ ત્યારે. અમારી સાથે. ભલે અમારી સાથે રહેજે.”

કુંભારો રાજકુમાર વિજયસિંહને પોતાને ત્યાં લઇ ગયા. કુમાર તો કુંભારને ત્યાં રહે કુંભારનું કામકાજ કરે ને ઘાટ ઘડતાં શીખે.

આમ કરતાં કરતાં રાજકુમાર કુંભારી કામમાં હુશિયાર થઈ ગયો. એના ઘાટ તો ઘેર ઘેર વખણાવા લાગ્યા. દેશ દેશમાંથી એની કારીગરીની માગણી થવા લાગી.

ભંગી રાજાને ખબર પડી કે કુંભારને ત્યાં એક છોકરો આવ્યો છે તે એવા સરસ ઘાટ ઘડે છે કે ન પૂછો વાત! તેણે છોકરાને બોલાવ્યો. જોતાં વેંતજ ઓળખી કાઢયો. આ તો પેલા રાક્ષસને માર્યો હતો એ જ છોકરો. એને જીવતો જોતાંજ ભંગીરાજને ફાળ પડી. તેણે વિચાર કર્યો કે છોકરાને જેમ બને તેમ જલદી ઠેકાણે કરવો જોઈએ. એ જીવતો હશે તો કોઇ દહાડો કોઈને પણ રાક્ષસ માર્યાની વાત કરી બેસશે, તો નાહકની ઉપાધિ થશે. રાજકુમારનો ઘાટ ઘડવાની ભંગીરાજ ફિકરમાં પડયો.

એવામાં એ ગામના બંદરમાં પરદેશી વેપારી-ઓનાં સાત વહાણ નાંગર્યાં. સાતે વહાણ જાતજાતના

તેજાનાથી ભરેલાં હતાં. વેપારીઓએ માલ વેચી સાટી નવો માલ ખરીદી વહાણુ ભરી ઊપડવાની તૈયારી કરી. પણ પવન અનુકૂળ થાય જ નહિ. વહાણુ થોડેક ચાલીને પાછાં બંદરમાં ભરાઇ જાય. વેપારીઓને વતનમાં પહોંચવાની ખૂબ જ ઉતાવળ હતી. વેપારના મામલા. વખતસર ન પહોંચે તો લાખોનું નુકસાન થાય. મોસમ વીત્યા પછી માલની કંઈ કિંમત નહિ.

વેપારીઓ તો ભારે ઉતાવળા થાય. પણ પ્રતિકૂળ પવનને લીધે વહાણુ ચાલે જ નહિ ! ભારે મોટી આફત આવી પડી. વેપારીઓએ વિચાર કરીને જોષીઓને તેડાવ્યા. ને જોષ જોવડાવ્યા. જોષી કહે: “ દરિયાપીર રૂઠયો છે. બત્રીસ લક્ષણાનો ભોગ ધરાવો તો જ વહાણુ ચાલી શકે. તે સિવાય બીજા ગમે તે ઉપાય અજમાવો તે બધા જ ફોગટ જવાના.

વેપારીઓ તો હતા પરદેશી. અજાણ્યા મુલકમાં બત્રીસ લક્ષણાને કાઢવો ક્યાંથી ? ને બત્રીસ લક્ષણા કંઈ બજારે થોડા જ વેચાય ? વેપારીઓ રાજા પાસે ગયા. હાથ જોડીને વાત કરીને મદદ કરવા કહ્યું.

વાત સાંભળીને રાજા તો રાજી રાજી થઈ ગયો.

એને તો એટલું જ જોઈતું હતું. તેણે તરતજ હુકમ કર્યો: " કુંભારને ઘેર એક છોકરો છે તે પૂરો બત્રીસ લક્ષણો છે. એ છોકરો આ વેપારીઓને સોંપી દો." રાજાનો હુકમ થતાં સિપાઈઓનું જૂથ છૂટયું. રાજકુમાર વિજયસિંહને બાંધીને લઈ આવ્યા ને વેપારીઓને સોંપી દીધો ! કુમારનું કાસળ નીકળી જશે એમ માનીને ભંગી રાજા તો રાજી રાજી થઈ ગયો. એને મન તો ટાઢે પાણીએ ખસ ગઈ!

પરદેશી વેપારીઓને બત્રીસ લક્ષણો મળી ગયો. એટલે તેણે તો તાબડતોબ દરિયાપીરને ભોગ ચડાવવાની તૈયારી કરી. ઘડીનોય વિલંબ પોષાય તેમ નહોતો.

કુમારને નવરાવ્યો, ધોવરાવ્યો. કીમતી ઝરીઆન વાઘા પહેરાવ્યા. ફૂલની માળા ગળામાં પહેરાવી. રાજકુમાર તો ઔર દીપી ઊઠયો. વેપારીઓને આવા રૂપાળા કુંવરનો ભોગ ધરાવતાં કંપારી આવી. પણ થાય શું ? એમનાં વહાણ ચાલતાં ન હતાં ને તેથી લાખોની નુકસાની સહન કરવી પડે તેમ હતી એટલે ન છૂટકે રાજકુમારનો ભોગ ધરવો પડે તેમ હતું.

બધી તૈયારી થઈ ગઈ. ભોગ ચઢાવી દે એટલી

જ વાર હતી. એટલામાં વિજય કુમાર બોલ્યો: "તમારે વહાણ ચાલે એટલું જ કામ છે કે મને મારી જ નાખવો છે?"

વેપારીઓ કહે: "વહાણ ચાલતાં હોય તો કોઈને મારી નાખવાનું અમારે શું કામ? અમને કંઈ માણસ જેવો માણસ મારી નાખવો ગમતો હશે? આ તો ભાઈ, ન છૂટકે કરવું પડે છે."

વિજયકુમાર કહે: "તો મને એક છરી આપો."

વેપારીઓએ કુમારને છરી આપી. છરી લઈને કુમારે પોતાની ટચલી આંગળી કાપી. લોહીનું એક ટીપું દરિયામાં નાખ્યું ત્યાં તો એક વહાણ સડસડાટ કરતું ચાલી નીકળ્યું. બીજે ટીપે બીજું વહાણ; ત્રીજે ટીપે ત્રીજું વહાણ. એમ સાત ટીપાં દરિયાના પાણીમાં પડતાં સાતે વહાણ પૂર ઝડપે ચાલી નીકળ્યાં.

આ જોઈ વેપારીઓ તો રાજકુમાર પર ખુશ ખુશ થઈ ગયા. એમને થયું કે આ કોઈ સાધારણ છોકરો નથી. ખરેખર કોઈ દેવાંશી પુરુષ લાગે છે. એ વિના આમ વહાણ ન ચાલી નીકળે. એમને તો રાજકુમાર પર ખૂબ જ હેત ઉભરાઈ આવ્યું. વેપા-

રીઓ રાજકુમારને પેટના દીકરાની માફક રાખવા લાગ્યા.

એમ કરતાં કરતાં વહાણુ તો એક બંદરે નાંગર્યાં: એ બંદરે ધીકતો વેપાર ચાલે. જાતજાતનો માલ ત્યાં વેચાય ને દેશદેશના સોદાગર ત્યાં એકઠા થાય. વેપારીઓ રાજકુમારને વહાણુ સોંપીને બજાર જોવા ને બને તો માલનો સોદો કરવા શહેરમાં ઊપડ્યા. રાજકુમાર એકલો બેઠો બેઠો વહાણોનું ધ્યાન રાખતો હતો.

કેટલોય સમય વીતી ગયો. સાંજ પડવા આવી તો પણુ વેપારીઓ પાછા ન ફર્યા. રાજકુમાર તો એકલો બેઠો બેઠો મૂંઝાવા લાગ્યો. કેમે કર્યો વખત ન જાય. એકલાં બેઠાં બેઠાં એને જૂના દિવસોની યાદ આવતી હતી. ને તેનો આત્મા તરફડતો હતો.

વહાણુમાં ન ગમ્યું એટલે નીચે કિનારે ઊતર્યો કિનારા પરની રેતીમાં બેસીને રમત રમવા લાગ્યો. રમત રમતાં તેણે રેતીમાં જાતજાતનાં ને ભાતભાતનાં આલેખન કર્યાં.

પોતાના બાપનો રાજમહેલ બનાવ્યો. ફરતા બગીચા ચીતર્યા. બગીચામાં ઝાડપાન ને પશુપંખી આલેખ્યાં. રાજાની કચેરી બતાવીને સિંહાસને બેઠેલા

બાપને ચીતર્યો. અળખામણી નવી માતાનું ચિત્ર દોર્યું ને સહોદર ભાઈનું ચિત્ર પણ દોર્યું. વનનાં ઝાડપાનને ચિત્રમાં મૂર્તિમંત કર્યા. પોતાને મદદ કરનાર ભરવાડણ ડોસીનું ચિત્ર દોર્યું. ભયંકર રાક્ષસને પણ ન ભૂલ્યો.

ભૂંડા ભંગીરાજનું ભૂંડું મોં દોર્યું. આમ એણે ભાતભાતનાં અનેક ચિત્રો દોર્યાં.

આ પ્રમાણે રાજકુમાર વિજયસિંહ ચિત્રો દોરવામાં મશ્ગૂલ હતો એટલામાં પ્રધાનની કુંવરી તેની સખીઓ સાથે દરિયાકાંઠે સહેલસફર કરવા નીકળી. પ્રધાનની કુંવરી પણ રૂપરૂપનો અંબાર હતી. એના રૂપ આગળ ચાંદો સૂરજ ઝાંખા પડે ને મોટા મોટા ભૂપ ભાન ભૂલી જાય ! એ ચાલે ત્યારે કંકુનાં પગલાં પડે ને બોલે ત્યારે મોતીના વરસાદ વરસે.

પ્રધાનની પુત્રીએ વિજયસિંહને રેતીમાં ચિત્રો દોરતો દીઠો. કુંવરી કુંવર પાસે આવીને ઊભી અને ચિત્રો જોવા લાગી. એને ચિત્રો ખૂબ ગમી ગયાં. પણ તે કરતાં વધુ તો ચિત્રનો દોરનાર વિજયસિંહ ગમી ગયો. કુંવરી તો ખરેખર કુમાર પર મોહી પડી. કુંવરીએ મન સાથે ગાંઠ વાળી કે પરણું તો

આ ચિત્રકારને જ—આ કલાકારને જ પરણું. નહિ પ્રાણ છોડું. આમ મન સાથે નક્કી કરીને દોડતી



કુંવરીએ મન સાથે ગાંઠ વાળી કે પરણું તો આ ચિત્ર-કારને જ પરણું, નહિ તો પ્રાણ છોડું

દોડતી ઘેર ગઇ. ને રિસાઈને એક ખૂણામાં ફાટેલાં તૂટેલાં ને હજાર હજાર થીંગડાંવાળાં લૂગડાં પહેરીને પડી! ન બોલે, ન ચાલે. કોઈ પૂછે તો હીબકાં ભરીને રડે. જોતજોતામાં પ્રધાનના ઘરમાં ખબર પડી કે કુંવરીબા રિસાયાં છે. પ્રધાને તેની સ્ત્રીને કહ્યું: "કેમ, કોઈ કુંવરી સાથે લડયું કે શું ? કોઈએ તેને ગાળભેળ દીધી કે શું ? શા કારણે કુંવરી રિસાણી છે ?"

પ્રધાનની સ્ત્રી તડૂકી ઊઠી: "મારી દીકરીને ગાળ દે એની જીભ કાપી નાખું. મારી દીકરીને તુંકારે બોલાવે તેનો ટાંટિયો વાઢી નાખું. મારી દીકરીને દુ:ખ શું છે કે તે રિસાય?"

કુંવરીની સખીઓએ ખુલાસો કર્યો: "નથી કોઇએ તુંકારો કર્યો. નથી કોઇએ ગાળભેળ દીધી કે નથી કોઈએ આંગળી ચીંધી. અમે તો દરિયા-કાંઠે ફરવા ગયાં હતાં. ત્યાં પરદેશી વેપારીનાં સાત વહાણ નાંગર્યાં છે. વેપારીઓનો છોકરો રેતીમાં ભાતભાતનાં ચિત્રો દોરતો હતો. એ દેખીને કુંવરીબાને ચેટક લાગ્યું છે."

પ્રધાન ગુસ્સે થયો. કહે: "એ પરદેશી વેપારીઓના છોકરાને બાંધીને લઈ આવો ને એની

ઘાણીએ ઘાલીને તેલ કાઢવો. મારી રતન જેવી દીકરીને ચેટક લગાડનાર એ વળી કોણ ?"

પ્રધાનની સ્ત્રી કહે: "પણ કુંવરીને તો કોઈ પૂછો. એ રીસાણી છે શા સારુ?"

પ્રધાન અને તેની સ્ત્રી દીકરી પાસે ગયાં. વાત પૂછીને મનાવવા લાગ્યાં.

પ્રધાનપુત્રી કહે: "બસ, પરણું તો એ પરદેશી વેપારીના છોકરા સાથે જ પરણું. બીજા બધા ભાઈબાપ."

આ તો આફત !

પ્રધાન તડૂકી ઊઠયો: "એવા વેપારીઓ ને ભિખારીઓનો આ દુનિયામાં તોટો નથી. એવા રખડુઓ સાથે તે વળી પરણાતું હશે? કંઈ જાત જોવી જોઇએ; કંઈ નાત જોવી જોઈએ. કે બસ, પરણવાની જ વાત? મારા ઘરમાં એ નહિ ચાલે. રિસાણી તો ભલે રિસાણી. એની જાતે જ ઠેકાણે આવી જશે."

પણ પ્રધાનના હુકમ તો રાજદરબારે ચાલે. ઘરમાં એનું કંઈ ચલણ નહિ. ઘરમાં તો પ્રધાનપત્ની કહે તેમજ થાય. એકની એક દીકરી. મોટા લાડકોડે ઉછેરીને મોટી કરેલી. તે આમ ખાધાપીધા

વગર ફાટયાંતૂટયાં લૂગડાં પહેરીને એક ખૂણામાં પડી રહે એ કંઈ પ્રધાનપત્નીને ઓછું જ ગમે? એણે દીકરીને મનાવવા માંડી: "બેટા! કહે તો કોઈ કનૈયાલાલ જેવા રાજકુમાર જોડે પરણાવું. પણ તું હઠ છોડી દે. રીસ છોડી દે."

પ્રધાનપુત્રી કહે: "પરણું તો એ પરદેશી વેપારીના પુત્ર જોડે જ પરણું. નહિ તો જીભ કરડીને મરું!"

પ્રધાનપત્નીએ તો આ વર બતાવ્યો, તે વર બતાવ્યો; પણ દીકરીએ તો ખરેખરની હઠ લીધેલી. એ તો એકની એક જ વાત કહે: "પરણું તો એ વેપારીના છોકરા સાથે જ પરણું!"

પછી તો પ્રધાનને છૂટકો જ ના રહ્યો. પણ એ તો પ્રધાન. ભારે ચતુર. એણે તરત જ પેલા વેપારીઓને બોલાવ્યા.

વેપારીઓને તો ફાળ પડી. દાણચોરી કરી નથી રાજનો ગુનો કર્યો નથી ને પ્રધાન શા સારુ બોલાવતા હશે? એ તો બિચારા ડરતા બીતા પ્રધાન પાસે હાજર થયા. પ્રધાને એની સાથે છાની વાત કરી. કહે: "તમારો છોકરો ભારે હરામખોર છે."

વેપારીઓ કહે: "એણે રાજનો કંઈ ગુનો

કર્યો હોય તો રાજા ધણી છે. રાજાજીને અને આપને ફાવે તેમ કરો. જોઈએ તો ઘાણીએ ઘાલીને તેલ કાઢો."

પ્રધાન કહે: "વાત એમ નથી. તમારા છોકરાને જોયો ત્યારથી મારી દીકરી એક જ વાત લઈ બેઠી છે કે પરણું તો એ છોકરાને જ પરણું."

વેપારીઓ કહે: "પ્રધાનજી! છોકરો તો પૂરો બત્રીસ લક્ષણો છે."

પ્રધાન કહે: "પણ એમ કંઈ પ્રધાનની દીકરી એવા છોકરા સાથે પરણે? પણ એણે તો બરાબરની હઠ લીધી છે. એ તો લીધી વાત મૂકતી નથી. અને એટલે જ તમને બોલાવ્યા છે."

વેપારીઓ કહે: "આપ હુકમ કરો તો અમારે કબૂલ. પછી કંઈ?"

પ્રધાન કહે: "તમારા છોકરા જોડે હું મારી કુંવરી પરણાવું. પણ લગન થાય કે તરત જ તમારે વહાણ હંકારી મૂકવાં. મધ દરિયે જઈને તમારે એ છોકરાને દરિયામાં નાખી દેવો. આજથી ત્રીજે દહાડે મારી દીકરી મને પાછી સોંપી દેવી. એટલું કરો તો તમારું દાણ માફ કરીશ."

વેપારીઓ તો રાજી રાજી થઈ ગયા. એમને

થયું કે દાણ માફ થાય છે, પછી બીજું આપણે શું જોઈએ ? ને છોકરો ક્યાં આપણો છે ? આપણે તો એને બત્રીસો ચડાવવા લીધો હતો. વેપારીઓએ પ્રધાનની વાત કબૂલ રાખી.

પ્રધાને તરત ઘડિયાં લગન લીધાં. વિજયસિંહ પ્રધાનપુત્રી સાથે પરણી ઊતર્યો. પ્રધાને પેટીઓ ભરીભરીને દીકરીને કરીઆવર આપ્યો. દીકરી વળાવી. બધાં વહાણમાં ચઢી બેઠાં. અનુકૂળ પવને વહાણ ચાલી નીકળ્યાં. પ્રધાનની દીકરી માટે વેપારીઓએ એક સરસ મજાનો ખંડ કાઢી આપ્યો. વિજયકુમાર તો બીજા બધાની સાથે રહે છે. ને મોજ કરે છે. એના આનંદનો તો પાર નથી. આવી મજાની કુંવરી મળ્યા પછી આનંદ કોને ન થાય ?

વહાણ તો દરિયાના પાણીમાં સડસડાટ કરતાં ચાલ્યાં જાય છે. બીજા દિવસનું પ્રભાત થયું એટલે વેપારીઓએ લાગ જોઈને કુંવરને દરિયામાં ધકેલી મૂકયો. ને પછી તરત જ વહાણ પાછાં વાળી દીધાં !

કુમાર પાણીમાં જઈ પડયો. એ તો ડૂબુંડૂબું થઈ રહ્યો. પણ એનું નસીબ ભારે જોરાવર. પ્રધાનની કુંવરી જે ખંડમાં રહેતી હતી એ ખંડમાંથી એક દોરડું બહાર લટકતું હતું. કુમારે એ જોયું.

એટલે તરત જ દોરડું પકડી એ ઉપર ચઢી ગયો! પ્રધાનકુંવરી તો એને જોઇને વિચારમાં પડી ગઇ. પણ કુમારે બધી વાત કહી એટલે દાળમાં કંઇક કાળું છે એમ સમજીને ચતુર પ્રધાનપુત્રીએ કુમારને એક પેટીમાં સંતાડી દીધો. કુંવરને પેટીમાં સંતાડયો છે એવી કોઇને ખબર પડવા ન દીધી.

વહાણ તો પાછાં ફરી ગયાં અને ત્રીજે દિવસે પાછાં બંદરમાં આવી પહોંચ્યાં. વેપારીઓએ શરત પ્રમાણે પ્રધાનકુંવરી પ્રધાનને સોંપી. અને છોકરાને દરિયામાં નાખી દીધાની વાત કરી. પ્રધાને વેપારીઓનું દાણ માફ કર્યું.

પ્રધાનકુંવરી તો રંગેચંગે રમે જમે છે. ઓઢે પહેરે છે ને હરેફરે છે. એને તો કશી વાતનું દુઃખ નથી. પ્રધાનને થયું કે દીકરીની સાન ઠેકાણે આવી જણાય છે. એટલે પ્રધાનના મગજ ઉપરથી એક જાતનો ભારે મોટો બોજો ઊતરી ગયો!

રાજકુમાર વિજયસિંહવાળી પેટી પ્રધાનકુંવરીએ સાચવીને પોતાના ઓરડામાં મુકાવેલી. રાત પડી એટલે કુંવરીએ પેટી ઊઘાડી. પેટી ઊઘાડીને કુમારને બહાર કાઢયો. નવરાવી–ધોવડાવીને સરસ રીતે જમાડયો.

સવાર પડી એટલે કુમારે દાસીનાં કપડાં પહેરી લીધાં. એ તો ઘરમાં હરેફરે છે. કુંવરીનું કામકાજ કરે છે. પણ ઘરમાં કોઇને કશી ખબર પડી નથી. નવી દાસીનું કામ જોઈને બધાં દંગ થઈ ગયાં!

હવે એ જ શહેરમાં એનો મોટો ભાઈ જયસિંહ રાજ કરતો હતો. વિજયસિંહને ફરતાં ફરતાં આ વાતની ખબર પડી ગઈ હતી. માનો જણ્યો ભાઈ યાદ આવતાં એને ખૂબ જ દુઃખ થયું. એની આંખ-માંથી ચોધાર આંસુ પડવા લાગ્યાં. એને થયું કે અરેરે નસીબ તો જુઓ!!! માનો જણ્યો ભાઈ રાજ કરે છે ને હું અહીં સ્ત્રીનાં કપડાં પહેરીને દાસીપણું કરું છું! ભાઈને મળવા એ અધીરો બન્યો છે ને કંઈ કંઈ વિચાર કરે છે. પણ કંઇ મેળ ખાતો નથી. લાગ મળતો નથી.

પણ એક દહાડો એને વખત મળી ગયો. પ્રધાનનો એક બગીચો હતો. તેમાં જાતજાતનાં રંગબેરંગી ફૂલો થતાં હતાં. આખા રાજમાં ક્યાંય ન મળે એવાં ફૂલ પ્રધાનના બગીચામાં થતાં હતાં. એ બગીચાનાં ફુલના હારગજરા ગૂંથી રોજ માળી રાજા માટે લઈ જાય.

વિજયકુમારને આ વાતની ખબર પડી. એટલે

તેણે માળીની દીકરી સાથે સહિયરપણાં કર્યાં. એક એક દહાડો માળીની દીકરીને કહે: "લાવને, આજ તો હું હારગજરા ગૂંથી દઉં."

એણે તો મજાના હારગજરા ગૂંથ્યા. એવા હારગજરા તો એક એના દેશમાં જ ગૂંથાતા. એવી કળા બીજા કોઇને આવડતી નહિ. અને એવા હાર-ગજરા તો એક એના બાપને જ ચડતા.

હારગજરા ગૂંથી કરીને કુમારે માળીની દીકરીને આપ્યા. દીકરીએ તેના બાપને સોંપ્યા. માળી તો કારીગરી જોઈને ખુશ ખુશ થઈ ગયો. તેને થયું કે આજે તો રાજા જરૂર ઈનામ આપશે. હરખાતો હરખાતો માળી રાજદરબારે પહોંચ્યો.

રાજાએ હારગજરા જોયા ને તેની કળા પાર-ખી. હારગજરા જોઈને એ તો વિચારમાં પડી ગયો. આ તો ખુદ પોતાના દેશની કારીગરી. આવી કારી-ગરી દુનિયાભરમાં બીજો કોઈ ન જાણે. એક એના બાપનો માળી જાણે ને બીજો એનો નાનો ભાઈ વિજય જાણે. બાપનો માળી તો મરી ગયો હશે ને કાં મરવા પડયો હશે. તો શું ભાઇ વિજય આવી લાગ્યો હશે? રાજા તો માળી પર ખોટેખોટો ગુસ્સે થયો. કહે: "સાચેસાચું કહી દે, આ હારગજરા

કોણે ગૂંથી દીધા ? ”

માળી તો રાજાનો ગુસ્સો જોઈ થરથર ધ્રુજવા લાગ્યો. એના ઈનામનાં સપનાં ઊડી ગયાં ને નજર સામે જીવતું મોત ઊભેલું જણાયું ! એણે થરથરતી જીભે કહ્યું: “ મારી દીકરીએ ગૂંથી દીધા છે, અન્નદાતા ! ”

રાજા કહે: “ ખોટી વાત. સાચેસાચું કહી દે. નહિ તો ઘાણીએ ઘાલીને તેલ કાઢીશ. જીવતો નહિ છોડું. ”

માળી કહે: “ અન્નદાતા ! સાચી વાત એમ છે કે પ્રધાનની કુંવરીની એક દાસી છે. એ દાસીએ આ હારગજરા ગૂંથી દીધા છે. ”

રાજા કહે: “ તો કાલે એની પાસે બીજા હારગજરા ગૂંથાવી લાવજે, તો તારી વાત સાચી. તો તારો ગુનો માફ કરીશ. ”

માળી તો હેમખેમ ઘેર આવ્યો. ઘેર આવીને એણે દીકરીને વાત કરી: વાત સાંભળીને દીકરી શ્વાસભેર પોતાની બહેનપણી પાસે ગઈ. બહેનપણીને માંડીને વાત કરી. વાત સાંભળી કુંવર કહે: “ એમાં તે શી મોટી વાત છે ? ” એમ કહીને એણે એથીયે સરસ હારગજરા ગૂંથી આપ્યા. ગૂંથી કરીને એમાં

એક ચિઠ્ઠી મૂકી. ચિઠ્ઠીમાં પોતાનું નામ લખ્યું.

માળી બીજે દિવસે હારગજરા લઈ કચેરીમાં હાજર થયો. કારીગરી જોઈને રાજા ખુશ થયો. રાજાએ પેલી ચિઠ્ઠી પણ વાંચી. એણે માળીને મોટું ઈનામ આપ્યું.

રાજાએ ચિઠ્ઠી વાંચી એટલે એની શંકા મજબૂત બની. એને થયું કે આ હારગજરા ગૂંથનાર બીજો કોઈ નહિ, પણ પોતાનો ભાઇ જ છે. પણ એ ભાઇ જ હોય તો પછી સ્ત્રીના વેશમાં કેમ રહેતો હશે? એટલે વધારે ખાતરી કરવા એણે માળીને કહ્યું: "તારી દીકરીની બેનપણીને પૂછી જોજે કે એને જય–વિજયની વાત આવડે છે? પૂછી કરીને મને ખબર આપજે."

માળીએ તો જતાંની વાર જ કુંવરને પૂછી જોયું. કુંવર કહે: "જય–વિજયની વાત કેમ ના આવડે? જેટલી લોકો જાણે છે એ પણ આવડે છે ને જેટલી નથી જાણતા એ પણ આવડે છે. રાજાને વાત સાંભળવાની ઈચ્છા હોય તો અહીં આપણા બગીચામાં સુખેથી આવે."

માળીએ જઈને રાજાને વાત કરી. રાજા તો જય–વિજયની વાત સાંભળવા અધીરો બન્યો.



રાજાની આજ્ઞા થતાં તેણે વાત શરૂ કરી.

બગીચામાં આસોપાલવના ઝાડ નીચે એક બેઠક બનાવવામાં આવી. મખમલ મશરૂના ગાદી-તકિયા બિછાવી રાજા જયસિંહ બિરાજ્યો છે. એક તરફ પ્રધાન ને બીજી તરફ બીજા દરબારીઓ બેઠા છે. સામે પ્રધાનપુત્રીની દાસી બેઠી છે.

રાજાની આજ્ઞા થતાં તેણે વાત શરૂ કરી.

પહેલે દિવસે તો નાળિયેર ખાધું ત્યાંસુધી વાત ચાલી. પછી વાત અધુરી રહી. દાસી કહે કે મારે તો ઘરમાં સાફસૂફ કરવું છે. ને એમ કહીને એ તો ઊભી થઇને ચાલી ગઇ.

બીજે દિવસે રાક્ષસના વધ અને ભંગી રાજાની વાત સુધી વાત ચાલી. પછી દાસી કહે કે મારે તો કુંવરીબાને સ્નાન કરાવવું છે એટલે આગળની વાત આવતી કાલે કહીશ. એમ કહીને એ તો ચાલી ગઈ.

ત્રીજે દિવસે ફરી વાત મંડાણી. પ્રધાનપુત્રીનાં લગન અને પરદેશી વેપારીઓના કાવાદાવા સુધી વાત પહોંચી. પછી દાસી કહે કે મારે તો હારગજરા ગૂંથવા છે એટલે બાકીની વાત આવતી કાલ પર રાખો. એમ કહીને ચાલી ગઈ!

ચોથે દિવસે હારગજરા ગૂંથતી દાસી સુધી વાત પહોંચી.

આમ ચાર દિવસની વાત સાંભળતાં જયસિંહે પોતાના નાના ભાઈ વિજયસિંહને બરાબર ઓળખી

કાઢયો. એ પોતાના આસન પરથી ઊભો થઈ ગયો ને નાનાભાઈને હેતથી ભેટી પડયો. પ્રધાન, કારભારીઓ, દરબારીઓ ને નગરના શેઠિયાઓ આ જોઈને ભારે નવાઈ પામ્યા !

પછી તો રાજાએ ફોડ પાડીને પોતાના સગ્ગા ભાઈની સહુને ઓળખાણુ કરાવી. વાત જાણીને સૌના આનંદનો પાર ન રહ્યો.

પ્રધાન તો આવો રૂડો રાજાનો ભાઈ જમાઈ તરીકે મળ્યો એ જાણી હરખઘેલો બની ગયો !

એણે તો પ્રધાનપદું વિજયસિંહને સોપ્યું, ને પોતે જાત્રા કરવા ચાલી નીકળ્યો. વિજયસિંહ રાજકાજ સંભાળવા લાગ્યો. ને પ્રધાનપુત્રી સાથે ખાઇપીને મોજ કરવા લાગ્યો.

પછી તો રાજાએ જ્યાં ભંગીરાજ અરધું રાજ કરે છે ત્યાં સંદેશો મોકલ્યો. બધી વાત વિગતે લખી જણાવી. વાત વાંચીને રાજા તો ભંગી પર એવો ગુસ્સે થયો, એવો તો ગુસ્સે થયો કે ન પૂછો વાત! એણે તો એનું ઘાણીએ ઘાલીને તેલ કાઢયું. ને પોતાની કુંવરી વિજયસિંહ સાથે પરણાવવા માટે લગ્નોત્રી લખી મોકલી.

વિજયસિંહ કહે: “ હું તો પ્રધાનપુત્રી સાથે પરણી ચૂકયો છું. હવે તો મોટાભાઇનો વારો. ”

જયસિંહ સાથે રાજાની કુંવરીનાં લગન થયાં.
પછી બધાંએ ખાધુંપીધું ને રાજ કર્યું !



જયસિંહ સાથે રાજાની કુંવરીનાં લગન થયાં.

# મૂરખ નગરી



એક હતા પંડિત. તેનું નામ જ્ઞાની. તે કાશીમાં રહીને ખૂબ ભણ્યા. એટલું ભણ્યા કે ન પૂછો વાત! ભણતરની સીમા આવી ત્યાં સુધી ભણ્યા જ કર્યું.

પંડિત જ્ઞાની ભણીગણીને પોતાને ઘેર જવા નીકળ્યા. ગામેગામ ફરતા જાય. કથાવારતા કરતા જાય. દાનદક્ષિણા લેતા જાય. 'બધાએ ભણવું જોઈએ ને જ્ઞાન મેળવવું જોઈએ' એમ ઘેર ઘેર કહેતા જાય.

ફરતા ફરતા પંડિત જ્ઞાની એક નગરમાં જઈ પહોંચ્યા. સાંજ પડી ગઈ હતી. નગરનું નામ હતું મૂરખનગર. આખા નગરમાં મૂરખા જ રહે. બીજું કોઈ રહે નહિ. અને મૂરખા કોઈને રહેવા દે પણ નહિ.

પંડિતજી નગરમાં દાખલ થયા એટલે એક



એક મૂરખે પૂછયું: ' ' કયાં રહેવું ? કયાંથી આવો છો ? નામ શું ? ''

મૂરખે પૂછયું: "કયાં રહેવું ? કયાંથી આવો છો ? નામ શું ? શું કામકાજ કરો છો ?"

બંદૂકમાંથી ગોળી છૂટે તેમ એક પછી એક સવાલ મૂરખના મોંમાંથી છૂટવા લાગ્યા.

પંડિત કહે: "ભાઈ! જરા ધીરો પડ. આટલા બધા એક સામટા સવાલ કેમ પૂછવા મંડયો ? હું કંઈ અહીંથી નાસી જવાનો નથી. મારું નામ જ્ઞાની.

કાશીથી ભણીને આવું છું. મારે ઘેર જાઉં છું. આટલી જિંદગી ભણતરમાં કાઢી છે. લોકોને જ્ઞાન આપવા ખાતર જ ભણ્યો છું!"

મૂરખ અને પંડિત વચ્ચે વાતચીત ચાલતી હતી, એટલામાં બીજા પાંચ સાત મૂરખાઓ આવી પહોંચ્યા.

મૂરખ કહે: "ત્યારે તો અહીં જ રહો. અમારા નગર જેવું બીજે ક્યાંય નથી. આખું નગર તમે નહિ જોયું હોય! અને અહીંના જેવા માણસો ય તમને નહિ મળ્યા હોય!"

એક મૂરખ વચ્ચે બોલી ઊઠયો: "આવું નગર ક્યાંથી જુએ? આપણા જેવા માણસો ક્યાંથી મળે? બીજે ક્યાંય હોય તો જુએ ને? કેમ, પંડિત-જી! ખરી વાતને?"

પંડિત કહે: "હા, ભાઈ. બધાં ગામ કંઈ સરખાં હોય? થોડો થોડો ફેર તો હોય જ ને? જુઓને, પાંચ આંગળી પણ ક્યાં સરખી છે? એ પણ નાનીમોટી છે."

ગામમાં મૂરખ પટેલને ખબર પડી કે કાશીથી જ્ઞાની નામે એક પંડિત આવ્યા છે. મૂરખ પટેલ તરત દોડતા આવ્યા અને પંડિતને પોતાના ઘેર

તેડી ગયા. ઘેર જઈને કહે: “ પંડિતજી! હવે તમે અહીં જ રહો. અમને કથાવારતા સંભળાવો. રોજ નવી નવી વાત કહો. તમે આટલું ભણ્યા તો અમને પણ થોડું જ્ઞાન આપો. તમને ખાવાપીવાની અને રહેવાકરવાની બધી સગવડ કરી આપીશું. લહેરથી રહો. ખાઓ પીઓ ને મોજ કરો.”

પંડિત કહે: “ ભલે. પણ જુઓ પટેલ! હું આઠથી વધુ દિવસ કોઈ ગામમાં રહેતો નથી. એથી વધુ દહાડા રહેવું મને પાલવે પણ નહિ. વળી બે મહિનામાં મારે ઘેર પહોંચવું છે.”

રાત પડી. આખી મૂરખ નગરીમાં વાત ફેલાઈ ગઈ કે એક મહાન પંડિત આવ્યા છે. નામ જ્ઞાની છે. ભારે જબરા ને જાણકાર છે.

આખું નગર પંડિતને મળવા ઊપડયું. સૌ પંડિતને મળ્યા. પંડિતજીએ દેશપરદેશની વાતો શરૂ કરી. વાતો સાંભળી કોઈ રાજી થાય. કોઇ હસે. કોઈ પંડિતને અક્કલ વગરના કહે. તો વળી કોઇ તેના ચાળા પાડે તો કોઈ મશ્કરી કરે. જેમ જેને ફાવે તેમ વરતે.

પંડિત જ્ઞાની આ બધું મૂગે મોઢે સહન કરે. જોઈ રહે. તેના મનમાં થયું: “ ગામમાં બધા અક્ક-

લના ઓથમીર જ લાગે છે. ઠીક છે, કંઈ નહિ. આજની રાત કાઢી નાખું. આવતી કાલે અહીંથી અગિયારાં ગણી જઇશ. રાતની વેળા ક્યાં જવું ?”

બધા મૂરખાઓએ મળી પંડિતજીને કથા સંભળાવવા કહ્યું. પંડિતજી કથા કરવા તૈયાર થયા.

અજવાળી રાત હતી. રાતે જમી પરવારી એક પહોર વીતી ગયા પછી પંડિતે કથા શરૂ કરી.

આખી મૂરખનગરી કથા સાંભળવા ઊલટી. છોકરાં આવ્યાં, જુવાન આવ્યા. પુરુષો આવ્યા સ્ત્રીઓ આવી. ડોસાંડગરાં પણ લાકડીને ટેકે ઠગુક ઠગુક કરતાં આવી પહોંચ્યાં.

પંડિતજી એક ઊંચા આસન પર બેઠા છે. હાથમાં પોથી છે. ગળામાં રૂદ્રાક્ષની માળા છે. કપાળે ભસ્મના લીટા છે. વચ્ચે એક મોટો ચાંદલો છે. સામે ઘીનો દીવો બળે છે.

પંડિતજીએ ગળું ખંખેરી કથાની શરૂઆત કરી:—

સૂણો ધ્યાન દઈ શ્રોતાજન
એક હતો ઉદાર રાજન
તેણે કીધાં મોટાં મોટાં કામ
દુઃખ હર્યાં પ્રજાનાં તમામ !

હતી રાજાને હૈયે ઉમેદ
'મારા રાજ્યમાં ક્યાંય ન ભેદ'
તેણે બાંધી નિશાળ વિશાળ
બાંધ્યાં મંદિર મોટાં તળાવ!

પંડિતજી બોલ્યે જાય છે. મૂરખાઓ સાંભળ્યે જાય છે. કોઈને કંઈ ગમ પડતી નથી. સૌ એટલું જાણે કે પંડિતજી કંઇક બોલે છે ખરા.

ધીમે ધીમે કથાનો વેગ વધ્યો. સાથે પંડિતજીનો ઘાંટો પણ જોરમાં આવ્યો. પંડિત ભારે રસપૂર્વક કથા કહે. પણ કોઈ સમજે નહિ( મૂરખાઓને મન તો તૂંબડીમાંના કાંકરા!)

કથા સાંભળનારાઓમાંથી કોઈ ડોળા ફાડે. કોઈ એકબીજા સામું જુએ. કોઈ ઝોકાં ખાય. કોઈ પંડિતજીના ચાળા પાડે. કોઈ મોટેથી હસે તો કોઈ કિકિયારી પાડે. વાતો કરનારાઓનો તો પાર જ ન મળે!

પંડિત મનમાં વિચારે: "હશે કંઈ નહિ. કથા પૂરી થાય એટલે પત્યું! પલાળ્યું તો પૂરું કરવું. આ તો ભેંશ આગળ ભાગવત જેવું છે."

પંડિત તો ઉતાવળે ઉતાવળે પોથીનાં પાનાં ફેરવવા લાગ્યા. જેમતેમ કથા પૂરી કરવાનો જ વિચાર.

થોડાક મૂરખાઓ ઊભા થયા. છાની છાની વાતો કરવા લાગ્યા. અંદરોઅંદર ધુસપુસ કરવા લાગ્યા. "આ તો મહા આફત આવી! આ પંડિતમાં તો કંઈજ દમ ન મળે. આ તો કંઈ જાણુતો જ નથી. કથા આવી હોય? જાણે આપણે કોઇ દિવસ કથા સાંભળી જ કેમ ન હોય! આને બકબક કરવાનો, બરાડા પાડવાનો રોગ થયો છે. બીજું કંઈ નથી. તે વગર આમ ન કરે."

બે ચાર જણા બોલ્યા: "આનો કંઈ ઝટ ઉપાય કરવો જોઈએ. નહિ તો આ માણુસ ગાંડો થઈ જશે. અને આપણે માથે, આખી નગરીને માથે ભારે આફત આવશે."

એક જણ કહેઃ "ખરી વાત છે. આનો ઝટ ઉપાય કરવો જોઇએ. નહિ તો આ બીમારી એવી છે કે વધ્યા જ કરે."

બધા મળીને વિચાર કરે, પણ ઉપાય સૂઝે નહિ.

આખરે એક મૂરખે ઉપાય બતાવ્યો. તે કહે: "મારા શિંગડા પૂછડા વગરના પાડાને પણ આવો જ રોગ થયો હતો. દિવસ અને રાત બરાડયા જ કરે. ઘડીવારે ય ન ઝંપે. જ્યારે મેં એની દવા કરી ત્યારે જ એ ઝંપ્યો."

પાંચ સાત મૂરખા સામટા બોલી ઊઠયા: "કઈ દવા? ઝટ કહે, નહિ તો આ પંડિતજીનું હમણાં ખસી ધસી જશે. આ કંઈ કથા છે? આ તો નર્યો બકબકનો રોગ છે, રોગ! આ તો ભારે ભયંકર રોગ."

પેલો કહે: "સાંભળો ત્યારે. મેં એક કોશને ખૂબ ગરમ કરી; તપાવીને લાલચોળ કરી; પછી પાડાની પીઠ પર, છાતી પર, મોં પર, પગ પર, અને આખે શરીરે દેવાય તેટલા ડામ દીધા! ડામ દેતાંની સાથેજ આરામ થઈ ગયો! તે ઘડીથી તેણે બરાડા પાડવાનું મૂકી જ દીધું!"

સૌને આ ઉપાય ગમી ગયો. સૌએ મળીને પંડિતને ડામ દેવાનું નક્કી કર્યું. પાંચ સાત જણ દોડ્યા. કોશ લઈ આવ્યા. ખૂબ તપાવી રાતીચોળ કરી, ધગધગતી કોશ લઈ પંડિતજી પાસે જઈ પહોંચ્યા.

પંડિતજી ચેતી ગયા. તેણે જાણ્યું કે નક્કી મોત બેઠું થયું છે. નાસવા મહેનત કરી પણ નસાય શી રીતે? મૂરખાનો એવો અગાધ પ્રેમ કે જવા જ ન દે!

આખી સભામાં હો હા મચી ગઈ. એક જણ બધાંને સમજાવવા લાગ્યો: "પંડિતજીને બકવાટની બીમારી લાગુ પડી છે. બીજું કંઈ નથી. કથા તો

આપણે ઘણી સાંભળી છે. પણ આવી તો એકે ય નહિ. આને કથા ન જ કહેવાય. ખરેખર, આ તો અકવાટનું જ દરદ છે. ખૂબ ભણ્યા એટલે જ આ દરદ વળગ્યું લાગે છે. ”

મૂરખને વિચાર થોડો જ હોય? બધા એક-સામટા બોલી ઊઠ્યા: “ હા, હા. વાત બરાબર છે. ”



ચાર પાંચ મૂરખાઓએ મળી પંડિતને મજબૂત પકડી રાખ્યા. એકજણ ડામ દેવા લાગ્યો.

મૂરખ પટેલ પણ બધાની સાથે જ ભળી ગયા.

પંડિતને બીકનો પાર ન રહ્યો. આખું શરીર ધ્રૂજે. બોલવા જાય પણ જીભ ઊપડે નહિ. ગળામાંથી અવાજ નીકળી જ ન શકે. મનમાં કંઈ કંઇ થાય. આખું શરીર પરસેવે રેબઝેબ થઇ ગયું.

ચાર પાંચ મૂરખાઓએ મળી પંડિતને મજબૂત પકડી રાખ્યા. એક જણ ડામ દેવા લાગ્યો.

પંડિત તો જે ચીસો નાખે; જે ચીસો નાખે! રડે, કકળાટ કરે. હાથે પગે લાગે. પણ મૂરખા સાંભળે જ શાના? એમને તો પંડિતનું દરદ મટાડયા વગર ચેન પડે તેમ નહોતું.

મૂરખ પટેલ પંડિતને સમજાવવા લાગ્યો: "ગભરાશો નહિ, પંડિતજી! તમને બકવાટનું દરદ લાગુ પડયું છે. ધીરજ ધરો. હમણાં આરામ થઇ જશે. બરાબર તમારા જેવું જ દરદ અમારા ગામના એક જણના શિંગડા પૂંછડા વગરના પાડાને થયું હતું. તેને ડામ દીધા કે તરત જ આરામ થઈ ગયો હતો. તમને પણ હમણાં જ આરામ થઈ જશે."

પંડિતજીના શરીર પર એક પછી એક ડામ પડયે જતા હતા. પંડિતમાં જવાબ આપવા જેટલી

શુદ્ધિ ન રહી. આખું શરીર દાઝી ગયું. ચામડી કાળી પડી ગઈ. ડોળા ફાટી ગયા. પંડિત કાયમ માટે શાંત થઈ ગયા. બકવાટ શમી ગયો !

પંડિત શાન્ત પડયા એટલે સૌ કહેવા લાગ્યા: "જોયું ? દરદ મટી ગયું ને ? હવે છે કયાંય દરદની અસર ? ડામ ન દીધા હોત તો દરદ જરૂર વધી પડત !"

પંડિતને થોડીવાર જમીન પર પડી રહેવા દીધા. પછી એક જણ કહે: "પણ હવે આ પંડિતને ઉઠાડો તો ખરા ! અહીં સૂઈ રહે તે કામ આવે ? હવે કયાં દરદ છે ? ઉઠાડો, ઉઠાડો !"

સૌ મળીને પંડિતને ઉઠાડવા લાગ્યા. ઢંઢોળવા લાગ્યા. મોટેથી બૂમો પાડીને બોલાવવા લાગ્યા.

પણ પંડિતજીમાં જીવ હોય તો બોલે ને ? પંડિતનું દરદ ગયું ને સાથે જીવ પણ ગયો !

# ઠનઠનપાળ



કંઈ કેટલાંય વરસો પહેલાંની વાત.

એક ગામમાં એક છોકરો રહે. નામ ઠંઠણપાળ. નામ સાંભળીને હસવું આવે. પણ ખરેખર તેનું નામ એજ-ઠંઠણપાળ જ હતું. નામ તેવા ગુણ પણ તેનામાં હતા.

તેનાં માબાપે જાણી જોઈને જ આવું નામ પાડયું હતું.

વાત એમ હતી કે ઠંઠણપાળના માબાપનાં બધાં જ છોકરાં જન્મીને મરી જતાં. કોઈ જીવે જ નહિ! એમને એક જોષી મહારાજે કહેલું કે: " છોકરાનું નામ ઠંઠણપાળ રાખો તો જીવશે. "

જોષીજીની વાત માનીને માબાપે પોતાના દીકરાનું નામ ઠંઠણપાળ પાડયું.

ઠંઠણપાળ મોટો થયો. સમજણો થયો. ગામલોક તેને " ઠંઠણપાળ! ઠંઠણપાળ! " કહીને ચીઢવે ને મશ્કરી કરે.

ઠંઠણુપાળને ગમે નહિ. એ તો રડીને ઘેર આવે, ને માને કહે: "માડી, રે! તેં મારું નામ આવું ઠંઠણુપાળ કેમ પાડયું? તને બીજું કોઈ નામ જ ન જડયું? ગામલોક મારી મશ્કરી કરે છે, ને મને ઠંઠણુપાળ ઠંઠણુપાળ કહીને ચીઢવે છે. આવું તે નામ હોય?"

મા કહે: "બેટા! એજ નામ રુડું ને રૂપાળું છે. ગામલોક છોને બકયા કરે. તારા નામ જેવું દુનિયાભરમાં બીજા કોનું નામ છે?"

પણ ઠંઠણુપાળના મનનું સમાધાન થાય નહિ. તેને પોતાનું આવું નામ ગમે નહિ. એ તો ચિંતામાં ને ચિંતામાં સુકાવા લાગ્યો.

એક દિવસ ઠંઠણુપાળ માબાપને કહ્યા મૂકયા વગર સરસ નામ શોધવા ચાલી નીકળ્યો.

ચાલતાં ચાલતાં એક ગામ નજીક પહોંચ્યો. ગામના સીમાડામાં એક ગરીબ બાઈ છાણાં વીણતી હતી. ઠંઠણુપાળે તેને પૂછયું: "બહેન, તારું નામ શું?"

"મારું નામ લક્ષ્મી."

"લક્ષ્મી?"



" બહેન તારૂં નામ શું ?"

"હા, ભાઈ. લક્ષ્મી."

"તો તમે છાણાં કેમ વીણો છો! લક્ષ્મી તે કદી છાણાં વીણતી હશે ?"

લક્ષ્મી બોલી:—"અરે, ભાઈ નામમાં તે શું બળ્યું છે? નામની સાથે કામને શું સગપણ છે!

એ તો એમજ ચાલે. એમાં કંઈ નવાઈ નથી."

પણ ઠંઠણપાળને તો ખરેખર નવાઈ લાગી. "ઠીક બહેન" કહીને તે આગળ ચાલ્યો.

થોડે દૂર ગયો ત્યાં એક ભિખારી આવ્યો. બિચારો બે દહાડાનો ભૂખ્યો હતો. તેણે ઠંઠણપા-



"નામ તો રૂડું રૂપાળું ધનપાળ છે પણ ખાવાના સાંસા પડે છે"

ળને કહ્યું:"ભાઇ, ખાવાનું હોય તો આપો ને! બે દહાડાનો ભૂખ્યો છું."

ઠંઠણપાળે ઉદાસ થઈને કહ્યું: "મારી પાસે તો કંઈ નથી. પણ ભાઈ, એક વાત પૂછું. તારું નામ શું!"

ભિખારી બોલ્યો: "નામ તો રૂડું રૂપાળું ધનપાળ છે. પણ ખાવાના સાંસા પડે છે."

ઠંઠણપાળ તો ડઘાઈ જ ગયો. તે કહે: "અલ્યા, ભાઈ, આવું રૂડું ને રૂપાળું નામ ને ખાવાના સાંસા! કેવી નવાઈ! ધનપાળ તે કદી ભીખ માગે? તો પછી તેને ધનપાળ કેમ ગણવો?"

ભિખારી ધનપાળ કહે: "અરે, ભાઈ! નામમાં તે શું બળ્યું છે! હું ધનપાળ છું છતાં ભીખ માગું છું ને? નામ અને નસીબને અને નામ અને કામને હજાર ગાઉનું છેટું છે!"

ઠંઠણપાળ તો મૂગો મૂગો સાંભળી જ રહ્યો. ભિખારી ધનપાળે ફરી વાર ખાવાનું માગ્યું. એટલે ઠંઠણપાળે ચાલતી પકડી.

તેનું મન વિચારે ચઢયું: "અરે, ભગવાન! બધે જ આવું હશે? નામ રૂડાં રૂપાળાં ને નસીબમાં–જિંદગીમાં આપદાના ડુંગરા. તો પછી નામનો મોહ નકામો જ ને?"

તેનું મન વિચારે ચઢયું: "અરે, ભગવાન! બધે જ આવું હશે? નામ રૂડાં રૂપાળાં ને નસીબમાં–જિંદગીમાં આપદાના ડુંગરા. તો પછી નામનો મોહ નકામો જ ને?"

આમ વિચારમાં ને વિચારમાં તે ચાલ્યો જાય છે.

ગામના પાદરમાં પહોંચ્યો. ત્યાં કેટલાક માણસો મુડદું લઈને સામે મળ્યા. ઠંઠણપાળ ઊભો રહ્યો. ડાઘુઓ માંહોમાંહે વાત કરતા હતા: "અમરસિંહ ભાઈ ભારે ભલા હતા. શી એમની ભલાઇ ને શી એમની ઉદારતા!"

ઠંઠણપાળ ઊભો ઊભો સાંભળતો હતો.

ડાઘુઓ સ્મશાન તરફ ચાલ્યા ગયા.

થોડીવારે એક માણસ ત્યાંથી નીકળ્યો. ઠંઠણપાળે તેને પૂછયું: "ભાઈ આ ગામમાં કોણ મરી ગયું?"

પેલો માણસ કહે: "અમરસિંહભાઈ! ભારે ભલા માણસ હતા. ઉદાર પણ એટલા જ."

ઠંઠણપાળ બોલ્યો: "અરે, ભાઈ! અમરસિંહ મરણ પામે તો પછી એમનું નામ અમરસિંહ શાનું? "અમર"નું તે વળી મરણ થતું હશે?"

પેલા માણુસને હસવું આવ્યું. તે કહે: " અલ્યા, છોકરા! તું તો મૂરખ લાગે છે. અમરસિંહ હોય તેય મરે ને અજરામર હોય તે ય ગુજરી જાય. અને અવિનાશ હોય તેય રામશરણ પામે! નામને અને મોતને કંઈ સંબંધ થોડો જ છે?" એટલું કહી તે ચાલતો થયો.

ઠંઠણપાળ માથું ખજવાળતો ઊભો જ રહ્યો. તે વિચારે: " અજબ, ભાઈ! ખરેખર અજબ! નામ લક્ષ્મી પણ વીણે છાણાં. નામ ધનપાળ પણ માગે ભીખ. નામ અમરસિંહ પણ મરવાનો તો ખરો જ. અરે, ભગવાન! આ તો બધું ઊંધું જ લાગે છે."

થોડીવાર વિચાર કરીને ઘર તરફ પાછો ફર્યો.

ગામમાં પહોંચ્યો. તેના ભાઇબંધો બજારે બેઠા હતા. તેમણે ઠંઠણપાળને પૂછ્યું: " અલ્યા, ક્યાં ગયો હતો? તારાં માબાપ તો તારી શોધાશોધ કરી રહ્યાં છે. ભલા માણસ, જા, ઝટ ઘેર પહોંચ. ક્યાં ગુમ થઇ ગયો હતો?"

ઠંઠણપાળ કહે: " અરે, ભાઈ! મૂકોને વાત. હું તો નામ શોધવા ગયો હતો પણ........" બોલતાં બોલતાં અટક્યો.

દોસ્ત કહે: "પણ શું? બોલી દેને, જે હોય તે. કંઈ શરમ આવે છે? કયું નામ પસંદ કર્યું?"

ઠંઠણપાળ બોલ્યો: "છે તેનું તે જ."

ભાઈબંધે પૂછ્યું: "એટલે?"

ઠંઠણપાળે જવાબ દીધો: "એટલે—

લક્ષ્મી છાણાં વીણતી
અન્ન માગે ધનપાળ
અમરસિંહ મરતાં દીઠો
તો ભલો, હું ઠંઠણપાળ!"



# પ્રધાનની અક્કલ

અવધ(ઉત્તર હિંદ)માં એક રાજા હતો. બહુ મોટો નહિ. વીસપચ્ચીસ ગામનો ધણી. પણ ગણાતો રાજા.

રાજા મોટો ભગત હતો. પૂજાપાઠનો ભારે શોખીન. વહેલી સવારે ઊઠે. દાતણપાણી કરે. નહાય ધૂએ. ચાપાણી ને હુક્કાપાણી પીએ. પછી ભગવાનની પૂજા કરવા બેસે. કલાકેક પૂજા કરે. પછી પુરાણપાઠ કરે.

પુરાણપાઠ કરવાની રાજાજીની રીત ખરેખર અજબ હતી. એક નોકર જમણી બાજુએ બેસે. એક ડાબી તરફ બેસે. જમણી બાજુએ બેઠેલો નોકર પુરાણપોથીનું એકએક પાનું રાજાનાં હાથમાં મૂકતો જાય. રાજા પાનું વાંચીને ડાબી બાજુએ બેઠેલા નોકરના હાથમાં મૂકે.

કેટલીક વાર તો વાંચ્યા વગર જ પુરાણપોથીનાં પાનાં જમણાં ડાબાં થઈ જાય! રાજાની ફુરસદ પર આધાર!

આમ એક રાજા ને બે નોકરો ત્રણ જણ મળી-

ને હંમેશાં પુરાણપોથીને જમણી બાજુએથી ડાબી બાજુએ મૂકે. રાજા જીવ્યો ત્યાં સુધી આ પ્રમાણે પુરાણપાઠનો નિયમ એમણે અખંડપણે જાળવી રાખેલો.

રાજાનો મહેલ ગંગા નદીના કાંઠાથી થોડે દૂર હતો.

એક દિવસ ગંગાજીમાં મોટી રેલ આવી. રાજાના મહેલની દીવાલો આગળ પાણી આવ્યાં. રાજાનાં થોડાંક ગામોમાં પણ રેલનાં પાણી દાખલ થયાં. આ વાતની રાજાને જાણ કરવામાં આવી.

રાજાએ રાજ્યપંડિતોને તેડાવ્યા. અને કહ્યું: "પંડિતવરો! મંત્રબળથી ગંગાજીનાં પાણી અટકાવો."

પંડિતો કહે: "મહારાજ! એમ તે કંઈ ગંગાજીનાં પાણી અટકે? એ તો પૂરનાં પાણી. ગંગામૈયા શાંત થશે એટલે આપોઆપ અટકી જશે."

રાજા કહે: "એ હું ન જાણું. ગંગાજીને શાંત થવાનો સમય કોણ જાણે ક્યારેય આવે? એટલામાં તો રાજ ડૂબી જાય. રાજની માથે આફત આવી છે ને તમને શાંત રહેવાનું સૂઝે છે!"



**રાજાએ રાજ્યપંડિતોને તેડાવ્યા અને કહ્યુંઃ “પંડિતવરો! મંત્રબળથી ગંગાજીનાં પાણી અટકાવો!”**

પંડિતો કહે: “ મહારાજ! પણ એનો કાંઈ ઉપાય નથી. મંત્રબળ વડે ગંગાજીનાં પાણી નહિ ઓસરે.”

રાજા ક્રોધે ભરાયો. કહે: “ ત્યારે જાઓ તમાં

ઘેર. મંત્રો જૂઠા. તમારી વિદ્યા નકામી. આજથી તમારાં વર્ષાસન બંધ!"

પંડિતો મૂંઝાયા. હવે?

એક પંડિતને થયું કે, રાજા કહે તેમ કરવામાં આપણું શું લૂંટાઈ જવાનું હતું? હુકમભંગ કરીને નાહક વર્ષાસન શા સારુ ગુમાવવું? તેણે બીજા પંડિતોને ઈશારત કરી સમજાવ્યા કે, હાએ હા ભણો.

બધા પંડિતો કબૂલ થયા. કહે: "મહારાજ! આપ કહો તેમ કરવા અમે તૈયાર છીએ."

રાજા કહે: "જાઓ ત્યારે, ગંગાકાંઠે, ને મંડો મંત્ર ભણવા."

પણ એમ કંઈ રેલનાં પાણી ઓસરે? ઉતરે? ઊલટું પાણી તો વધતાં ચાલ્યાં.

પંડિતોની ગભરામણનો પાર ન રહ્યો.

એક જણ બોલી ઊઠયો: "ભાઈઓ! આ વર્ષાસન જીવ ના લે. સંભાળજો–મારું માનો તો ચાલો ઘેર. જીવતા હઈશું તો વર્ષાસન જ છે."

બે ચાર લોભી પંડિત હતા તે બોલી ઊઠયા: "હસણાં બેસી રહો ને. જોઈએ તો ખરા કે શું

થાય છે. પૂરનાં પાણી નહિ ઓસરે—ધીમા નહિ જ પડે તો પછી ઘેર ચાલ્યા જઈશું."

આમ કરતાં કરતાં સાંજ પડવા આવી. રેલ તો ઘટવાને બદલે વધતી ચાલી.

સાંજે રાજાએ પંડિતોને પૂછાવ્યું કે મંત્રબળની અસર કેટલી થઈ?

પંડિતોએ જવાબ મોકલ્યો: "હજુ સુધી તો કંઈ અસર થઈ નથી. આ વખતે ગંગાજી ભારે કોપ્યાં હોય એમ જણાય છે. ઝટ દઇને શાંત પડે એમ લાગતું નથી."

રાજાએ વજીરને બોલાવ્યો. વાત કરી. સલાહ માગી.

વજીર બુદ્ધિશાળી હતો. રાજાનું ગાંડપણ એ જાણી ગયો. તેણે યુક્તિ લડાવી. કહે: "મહારાજ! કલજુગની ગંગા મંત્રથી નહિ માને."

રાજા કહે: "ત્યારે કરવું શું? તમે ઉપાય બતાવો."

વજીરને થયું કે યુક્તિપૂર્વકનો ઉપાય નહિ બતાવવામાં આવે તો પંડિતો નાહકના માર્યા જશે. રાજા એમનાં વર્ષાસન બંધ કરશે ને ઉપરથી સજા કરશે. વજીર કહે: "મહારાજ! ઉપાય તો છે પણ જરા નવાઈભર્યો છે."

રાજા કહે: “ ભલેને નવાઈભર્યો રહ્યો. મારે તો પૂરનાં પાણી અટકે એ જ જોવાનું. કહો જોઈએ, ઉપાય ? ”

વજીરે ઉપાય બતાવ્યો: “ મહારાજ ! ધોકે ધોકે ધબેડવામાં આવે તો પૂરનાં પાણી તરત શાંત પડી જાય. ધોકાશાસ્ત્ર જેવું એકે શાસ્ત્ર નહિ ને ધોકા ઉપાય જેવો એકે ઉપાય નહિ.”

વાત સાંભળીને રાજા હસી પડયો. કહે: “હા, વાત તો તદ્દન ખરી. ત્યારે માણસો એકઠાં કરો ને લઈ જાઓ ગંગાકાંઠે. ને મંડો પાણી પર ધોકા મારવા—લાઠીઓ ઝૂડવા ! ”

વજીરે બસોએક મજૂરોને લાઠીઓ લઈને ગંગાકિનારે મોકલ્યા.

<u>રાજાના હુકમ મુજબ મજૂરો ગંગાકાંઠે જઈ-ને ધસમસતા પાણી પર મંડયા લાઠીઓ ઝૂડવા !”</u>

આમ કરતાં કરતાં મધરાત વીતી ગઈ. પરોઢ થયું. ગંગાજીનાં પાણી આપોઆપ ઊતરવા લાગ્યાં.

આ જોઈ મજૂરોને પણ થયું કે આ બધો લાઠીઓનો જ પરતાપ ! હવે તો તેઓ પણ જાણે મોટો વિજય મેળવ્યો હોય તેમ તાનમાં આવીને બેવડા બળથી લાઠીઓ ઝૂડવા લાગ્યા !



રાજાના હુકમ મુજબ મજૂરો ગંગાકાંઠે જઈને ધસમસતા
પાણી પર મંડયા લાઠીઓ ઝૂડવા!

સવાર પડી.

રેલ ઊતરી ગઈ.

પાણી ઓસરી ગયાં.

વજીરને આ વાતની જાણ કરવામાં આવી. વજીર તો આખી વસ્તુ જાણતો જ હતો. એને આ વાતની કોઈ નવાઈ પણ નહોતી. એ તો હરખાતો હરખાતો રાજા પાસે ગયો. જઈને વાત કરી.

રાજા કહે: "વાહ, વજીર! વાહ! ધન્ય તમારી અક્કલને."

વજીર કહે: "મહારાજ! જશનો અધિકારી હું નથી. ખરો અધિકારી તો ધોકાશાસ્ત્ર છે. એના પરતાપેજ પૂરનાં પાણી ઓસર્યાં."

રાજા કહે: "તદ્દન ખરી વાત. હવેથી હું રોજ ધોકાશાસ્ત્રનો પાઠ કરતો રહીશ.

વજીર હસી પડ્યો!

---

# ચાલાક ચતુર

એક હતા શેઠ. ભારે ઉસ્તાદ. લોભિયા પણ પણ એટલા જ. શેઠને બે દીકરા. એકનું નામ મોહન ને બીજાનું નામ ચતુર. મોહન મોટો ને ચતુર નાનો. મોટો દીકરો મનમોજી ને ટૂંકી બુદ્ધિનો હતો. નાનો દીકરો નામ પ્રમાણે ચતુર ને શેઠની માફક ભારે ઉસ્તાદ હતો.

એક દિવસ શેઠ માંદા પડયા. શેઠ પાસે મોટી મિલકત હતી. સોનુંરૂપું ને જરજવાહર પણ પુષ્કળ હતું. રોકડ નાણાંનો પાર નહોતો.

શેઠને થયું કે મારી હયાતીમાં જ આ બધી મિલકત ને નાણું બંને છોકરાઓને સરખે ભાગે વહેંચી આપું તો પાછળથી ઝગડો ન થાય.

વળી શેઠને બીજો વિચાર આવ્યો: મોટા દીકરા મોહનમાં ઝાઝી અક્કલ નથી. વળી કંઈક ઉડાઉ પણ છે. એને હાથ જેટલી મિલકત જશે તેટલી થોડા દહાડામાં જ સાફ કરી નાખશે. નાના છોકરા ચતુરના હાથમાં મિલકત રહેશે તો બચશે. ને મારું નામ રાખશે.

મોટા દીકરાને માઠું ન લાગે એટલા ખાતર શેઠે વિચાર કરીને યુક્તિ ખોળી કાઢી. પછી બંને છોકરાઓને બોલાવીને કહ્યું: "જુઓ બેટાઓ! હું



'બન્ને છોકરાઓને પાસે બોલાવીને શેઠે કહ્યું: જુઓ બેટાઓ.'

તો હવે થોડા દિવસનો મહેમાન છું. આપણી પાસે પુષ્કળ મિલકત છે. ને રોકડ નાણું પણ ઘણું છે.

પણ મને બીક છે કે મારા મરણ પછી તમે મિલકત માટે લડશો ઝગડશો. પણ એમ ન થાય તે માટે હું તમારી પરીક્ષા કરવા ઈચ્છું છું. પરીક્ષામાં જે પાસ થાય તેને બધી મિલકત મળે. બોલો, તમારો શો વિચાર છે?"

બંને છોકરાઓ કહે: "ભલે. જેવી તમારી ઈચ્છા."

શેઠ કહે: "ત્યારે ઘરમાંથી બંને જણા એક એક તપેલી લઈ આવો."

બંને ભાઈઓ તપેલી લઈ આવ્યા.

શેઠે બંને જણાના હાથમાં એક એક પાઈ મૂકી. પછી કહે: "જાઓ ત્યારે, બજારે જઈને પાઈના ઘીથી તપેલી ચીટકાવી લાવો."

મોહન ને ચતુર ઊપડયા. બંને જુદી જુદી બજારે ગયા. એક ઘીવાળાની દુકાને જઈ મોહને કહ્યું: "શેઠ! મારા બાપાજીએ કહ્યું છે કે પાઈના ઘીથી તપેલી ચીટકાવી આપો."

ઘીવાળો હસી પડયો. કહે: "અલ્યા, ભેજું ઠેકાણે છે કે નહિ? પાઈના ઘીથી તપેલી ચીટકતી હશે? જા, જા, રસ્તે પડ. આવ્યો મોટો ઘીવાળો!"

મોહન વીલે મોંએ પાછો ફર્યો.

ચતુરે તો ખરેખરી ચતુરાઇ અજમાવી.

વાણીઆને ત્યાં જઇ કહે: "શેઠ! આ તપેલીમાં રૂપિયાનું ઘી જોખી આપો. હં, ને તમારે ત્યાં સાકર છે કે?"

વાણીઓ કહે: "હા, છે. કેટલી જોઈએ છે?"

ચતુર કહે: "જોઇએ મણેક."

વાણીઓ કહે: "લઈ જાઓ, મારા મહેરબાન!"

ચતુર કહે: "પણ પહેલાં ઘી તો જોખી આપો."

વાણીઆએ ઝપાટાબંધ ઘી જોખી આપ્યું.

ચતુરે પૂછ્યું: "કેટલું જોખ્યું?"

વાણીઓ કહે: "શેર."

ચતુર બોલ્યો: "કેમ, શેર?"

વાણીઓ કહે: "ત્યારે કેટલું?"

ચતુર કહે: "છગન શેઠ તો સવાશેર આપે છે. તમે વધુ ન આપો તો સવાશેર તો આપો જ ને?"

વાણીઓ કહે: "શેરનો ભાવ છે. જોઇએ તો

લે. ન પરવડે તો છગન શેઠને ત્યાંથી લઈ લે.”

ચતુર કહે: “જેવી તમારી મરજી. હું કંઈ બળજબરીથી થોડો જ માગું છું? બજાર ભાવે માગું છું. માફ કરજો. લાવો—તપેલી.”

વાણીઆએ ઘી ઠાલવી લઈ તપેલી ચતુરના હાથમાં મૂકી.

ઘીથી ચીટકેલી તપેલી લઈ ચતુર ઘેર આવ્યો.



શેઠે પૂછ્યું: “આમ કેમ? પાછું પાછી કેમ લાવ્યો?”

શેઠના હાથમાં ઘી ચીટકેલી તપેલી મૂકી. સાથે પાઈ પણ મૂકી.

શેઠે પૂછ્યું: "આમ કેમ? પાઈ પાછી કેમ લાવ્યો?"

ચતુરે વાત કરી.

ચતુરની ચતુરાઈ જોઈ શેઠે પોતાની તમામ મિલકત તેને સોંપી.

ચતુર નામ પ્રમાણે ચતુર-ચાલાક તો ખરો સ્તો.

---

# ચંદ્રાવલી

ચન્દ્રનગર નામે એક મોટું નગર હતું. નગરના રાજાનું નામ ચન્દ્રસેન. રાજા ચન્દ્રસેનનું રાજ્ય બહુ મોટું હતું. નાનાંમોટાં ઘણાંય રાજ્યો તેના તાબામાં હતાં. રાજા ભારે ચતુર અને પરાક્રમી હતો. સાદો ને વિનયી પણ એટલો જ. પ્રજા સુખી તો પોતે સુખી એવી એની માન્યતા.

પ્રજા પણ રાજા ચંદ્રસેન પર ભારે હેત રાખે. રાજા પણ પ્રજા પર જરાય દુઃખ ન પડવા દે. રાજ મોટું એટલે કારભારીઓ પણ ઘણા. રાજસભામાં પંડિતો પણ ઘણા હતા. રાજ્યનું લશ્કર પણ પાર વગરનું. રાજા અને પ્રજા સુખમાં દિવસ વીતાવે. સૌ આનંદ અને લહેરમાં રહે.

એક દિવસની વાત.

રાજા પર અણધારી આફત આવી પડી.

રાજા ચંદ્રસેનને એકની એક લાડકી કુંવરી હતી. તેનું નામ ચંદ્રાવલી.

રાજકુંવરી ચંદ્રાવલી રૂપરૂપનો અંબાર હતી. ને ગુણનો તો ભંડાર. ચંદ્રના શીતળ મનોહર તેજ



રાજા ચંદ્રસેનને એકની એક લાડકી કુંવરી હતી. તેનું નામ ચંદ્રાવલી.

કરતાં ચંદ્રાવલીનું તેજ ચઢિયાતું હતું. રાજા ચંદ્રાવલી પર વહાલના વરસાદ વરસાવે. રૂપગુણના ભંડાર સમી ચંદ્રાવલી વગર રાજાને ઘડીએ ચેન ન પડે. રોજ સવારે ઊઠીને પહેલાં ચંદ્રાવલીનું મોં જોયા પછી જ રાજા બધાં કામ કરે.

પણ એક દિવસ ભારે દુઃખદ બનાવ બન્યો.

એક દહાડો મધરાતે ચંદ્રાવલીને મહેલમાંથી કોઈ ઉઠાવી ગયું. રાજાને સવારે ખબર પડી. વાત જાણીને રાજાના દુઃખનો પાર ન રહ્યો. કુંવરી વગર એને તો બધું સૂનું સૂનું લાગે. ચંદ્ર આથમતાં અંધારું થાય તેમ રાજકુંવરી ચંદ્રાવલી ગુમ થતાં રાજાના મનમાં અંધકાર છવાઈ ગયો. રાજાના કલ્પાંત ને ચિંતાનો પાર નથી.

રાજાએ કુંવરીની શોધ કરવા દશે દિશામાં સિપાઈઓ દોડાવ્યા. ઢંઢેરો પીટાવીને જાહેર કર્યું કે:—

"રાજકુંવરીને શોધી લાવનારને મોટું ઈનામ આપવામાં આવશે. અને રાજનો મોટો હોદ્દો આપવામાં આવશે."

રાજાએ ઘણાય દિવસ સુધી રાજકુંવરીની

તપાસ કરાવી. પણ ક્યાંય પત્તો જ ન લાગ્યો. પુષ્કળ નાણું ખરચ્યું, હજારો લોકોને તપાસ માટે રોક્યા પણ કશો પત્તો જ ન લાગ્યો; આથી રાજા ભારે નિરાશ થયો.

રાજાના દરબારમાં એક વડો વજીર હતો. તેને એક પુત્ર હતો. એનું નામ હતું અમરસિંહ. પણ લોકો એને અમર કહીને જ બોલાવતા.

અમર ભારે બુદ્ધિશાળી, હિંમતવાન અને સાહસી હતો. ઘોડેસવારીમાં, નિશાનબાજીમાં અને મરદાનગીની રમતોમાં તે કાબેલ હતો. તરવારના દાવ ખેલવામાં અને ભાલો ફેંકવામાં આખા ચંદ્ર-નગરમાં તેની જોડી નહોતી.

પ્રધાનપુત્ર અમરને રાજકુંવરી ચંદ્રાવલી ગુમ થયાની ખબર હતી. રાજકુંવરી ગુમ થયા પછી તેને રોજ વિચાર આવતા: "મારા બાપાજી આ રાજ્યના વડા વજીર છે. હું તેનો દીકરો છું. આવે વખતે રાજાને મદદ ન કરીએ તો પછી અમારા કુટું-બની આબરુ શું? અમે રાજનું લૂણ ખાઈએ છીએ. અને રાજાની આપત્તિમાં અમે મદદ ન કરીએ તો અમારા જેવું મૂરખ કોણ? લૂણનો બદલો વાળવાનો આ ખરો સમય છે. ગમે તેમ કરીને હું

રાજકુંવરીની તપાસ કરીશ. ને ગમે તેમ કરીને, ગમે ત્યાંથી તેને શોધીને રાજા પાસે હાજર કરીશ."

અમર તેના પિતા પાસે ગયો. જઈને વાત જણાવી. કહે: "તમે મને રજા આપતા હો તો હું ચંદ્રાવલીની શોધ કરી લાવું."

વજીર કહે: "એ સહેલી વાત નથી. એ તારું કામ પણ નહિ. તું જાણે છે ? આજે કેટલાય દિવસથી રાજકુંવરીની તપાસ ચાલે છે. તેની પાછળ રાજાએ કેટલું ય ધન ખરચ્યું. કેટલાય માણસો ને સિપાઈઓ રોકયા પણ પત્તો જ લાગતો નથી. ભલભલા જાસૂસો પણ રાજકુંવરીની શોધ નથી કરી શકતા ત્યાં તારું શું ગજું ?"

અમર કહે: "જાસૂસો શોધી ન શકયા એ વાત ખરી. પણ મને એકવાર તક આપો. એકવાર શોધ કરવા જવા દો. હું ગમે તેમ કરી ગમે ત્યાંથી ચંદ્રાવલીને શોધી લાવીશ. મારા શબ્દો પર શ્રદ્ધા રાખો. મને તો મારામાં પૂરેપૂરો વિશ્વાસ છે. હું ખાલી હાથે પાછો નહિ જ ફરું."

વજીર કહે: "તને ભરોસો પડતો હોય તો સુખેથી જા. મારી ના નથી. રાજાજીને પૂછી જો. એમની પણ સંમતિ મેળવી જોઈએ ને?"

અમર કહે: "એમાં સંમતિની શી જરૂર છે? રાજાજીએ તો ઢંઢેરો પીટાવ્યો છે કે કોઈ પણ માણસ કુંવરીને શોધી લાવશે તેને ઈનામ મળશે ને મોટો હોદ્દો મળશે."

વજીર કહે: "વાત સાચી. પણ તું જાય છે, એટલે આપણે સંમતિ લેવી રહી."

અમર કહે: "ભલે."

અમર રાજા પાસે ચંદ્રાવલીને શોધી લાવવાની રજા લેવા ગયો. રાજાને તેની વાત સાંભળી આશ્ચર્ય થયું. રાજા કહે: તારી હિંમત બદલ તને ધન્યવાદ. પણ તું હજી નાનો છે. તારાથી એ કામ બનવું મુશ્કેલ છે. મેં મારાથી બનતા બધાય ઉપાય અજમાવી જોયા. કુંવરીની શોધ કરવામાં મેં કાંઈ બાકી રાખ્યું નથી. દેશદેશ અને ગામેગામ તપાસ કરાવી છે. પણ ક્યાંયથી પત્તો ન લાગ્યો. એટલે જ કહું છું કે તારાથી એ કામ નહિ બને. તે છતાં તારી મરજી હોય તો તું સુખેથી જઈ શકે છે."

રાજા અને પ્રધાનની રજા લઈ, આશીર્વાદ લઇ પ્રધાનપુત્ર અમર રાજકુંવરીની તપાસ કરવા ઊપડયો.

જતી વખતે રાજા અને પ્રધાને અમરને કહ્યું:



"તારી હિંમત બદલ તને ધન્યવાદ પણ તું હજી નાનો છે"

"જો, અમર ! તું જાય છે તો ખરો. પણ એક વરસમાં તને ચંદ્રાવલીનો ક્યાંય પત્તો ન લાગે તો તું સુખેથી પાછો ફરજે. એક વરસથી વધારે વખત ક્યાંય ગાળતો નહિ."

અમર કહે: "ભલે. હું આપનું વચન નહિ ઉથાપું. એક વરસમાં મને ચંદ્રાવલીનો પત્તો નહિ લાગે તો હું જરૂર પાછો ફરીશ."

અમર ગામેગામ અને શહેરેશહેર રાજકુંવરીની તપાસ કરતો જાય છે. નદી અને નાળાં; પર્વત અને જંગલ બધે સ્થળે કુંવરીની શોધ કરતો જાય છે.

આમ કરતાં કરતાં છ મહિના વીતી ગયા. પણ કુંવરીનો ક્યાંય પત્તો ન લાગ્યો. કોઈ પાસેથી સમાચાર સુદ્ધાં ન મળ્યા.

ભારે નવાઈ. ભારે અચરજ! કુંવરી ગઈ ક્યાં? અમરને કંઈ સમજ પડતી નથી. પણ એણે શોધ તો ચાલુ જ રાખી.

ચાલતાં ચાલતાં એક દિવસ એક ભયાનક જંગલમાં જઈ ચઢ્યો. સૂરજદાદા આથમી ગયા હતા. ધીમે ધીમે અંધારૂં નીકળી જતું હતું. અમર પણ લાંબો પ્રવાસ કરીને થાકી ગયો હતો. ઘોડો પણ થાક ને ભૂખને લીધે બહુ ચાલી નહોતો શકતો.

અમરે જંગલમાં એક મોટા ઝાડ તળે રાતવાસો કરવાનું વિચાર્યું. તે ઘોડા પરથી નીચે ઊતર્યો.

ઘોડાને છૂટો ચરવા મૂકયો. અને પોતે આરામ લેવા ઝાડ નીચે સૂતો. થોડી વાર થઇ ત્યાં દૂરથી પ્રકાશ દેખાયો.

આ જોઈ અમરના મનમાં થયું. "આ શું? આટલી રાતે અહીં, આવા ઘોર જંગલમાં અજવાળું કયાંથી? નક્કી, દૂર કોઈ માણસો હોવા જોઈએ!"

આમ વિચારી અમર બેઠો થયો. ફરી ઘોડા પર સવાર થયો અને અજવાળું આવતું હતું એ દિશા તરફ ઘોડો હાંકયો. થોડી વારમાં એક મંદિર આગળ આવી પહોંચ્યો. મંદિરના આંગણામાં કેટલાક સાધુઓ ને યોગીઓ હવન કરી રહ્યા હતા.

અમરે યોગીજનો ને સાધુઓને વંદન કર્યાં. ઘોડો એક ઝાડ તળે બાંધ્યો. સાધુઓ યજ્ઞના કાર્યમાં એક ધ્યાન હતા. એટલે તેઓ વાત નહિ કરે એમ એમ ધારી અમર મંદિરના એક ઓટલા પર સૂવા ગયો. દિવસ આખાનો થાકેલો હતો એટલે સૂતો કે તરત ગાઢ નિંદર આવી ગઈ. ઊંઘમાં તેણે એક સપનું જોયું.

યજ્ઞ સમાપ્ત કરી યોગીઓ ભર ઊંઘમાં પડેલા



દિવસ આખાનો થાકેલો હતો એટલે સૂતો કે તરત ગાઢ નિંદર આવી ગઈ. ઊંઘમાં તેણે એક સપનું જોયું.

અમર પાસે આવ્યા. એક યોગીએ અમરને જગાડ્યો. બીજાએ આટલી રાતે અહીં આવી ગુપચુપ સૂઈ જવાનું કારણ પૂછ્યું.

અમરે શાંતિથી ઉત્તર દીધો. કહે: “હું ચંદ્ર-

નગરના રાજાની કુંવરી ચંદ્રાવલીને શોધવા નીકળ્યો છું. હું ચંદ્રનગરના પ્રધાનનો પુત્ર છું."

એક યોગી કહે: "ચંદ્રાવલીને શોધવાનું કારણ? એ નાસી ગઈ છે કે કોઈ ઉઠાવી ગયું છે?"

અમરે યોગીને બધી વાત જણાવી.

યોગી કહે: "પ્રધાનપુત્ર! તેં ભારે સાહસનું કામ ઉપાડયું છે. તું રાજકુંવરીની શોધ કરી શકે તેમ નથી. કુંવરીને પાછી મેળવવાનાં ફાંફાં મારવાં વ્યર્થ છે!"

અમર કહે: "કારણ? આપ આ શા આધારે કહો છો?"

યોગી કહે: "યોગબળે કુંવરી હરણની વાત હું જાણી શકયો છું. મારી જાણમાં જે હકીકત આવી તે તને જણાવી છે."

અમર કહે: "પણ કુંવરી છે કયાં? ને તેને કોણ ઉઠાવી ગયું છે તે આપ મને કૃપા કરી કહેશો?"

યોગી કહે: "સાંભળ ત્યારે. કુંવરીને એક રાક્ષસ ઊઠાવી ગયો છે. તે રાક્ષસ મહા બળવાન છે. તારા જેવાને તો એ ચાંચડની માફક ચોળી નાખે. તું પાછો જ જા. પાછા ફરવામાં જ સલામતી છે.

મારી વાત માન. નહિ તો દુઃખી થઇશ ને વણમોતે જાનથી જઇશ...."

અમર કહેઃ "થવાનું હશે તે થશે. પાછો તો નહિ જ ફરું. ખાલી હાથે પાછા ફરવા કરતાં મોતને હું વધારે વહાલું ગણું છું. મોતની મને પરવા નથી. હું મારો નિર્ણય નહિ ફેરવી શકું."

અમરની વાત સાંભળી યોગી તેના પર ભારે ખુશ થયો. યોગી તેને મંદિરમાં લઈ ગયો.

મંદિરમાં એક દેવીની મૂર્તિ હતી. અમરે દેવીને વંદન કર્યાં. અને મૂર્તિ સામે ધ્યાન ધરીને ઊભો.

યોગીએ દેવીના ચરણમાંથી એક કમળનું ફૂલ ઉપાડયું. પછી ફૂલને હાથમાં રાખી થોડીવાર મંત્ર જપી તે અમરના હાથમાં મૂકયું.

અમરે યોગીનો આભાર માનતાં કમળફૂલ લીધું.

એટલામાં અમરની ઊંઘ ઊડી ગઈ! ઓત્તારી! અજબ! જાગીને જુએ તો નથી મંદિર, નથી યોગી કે નથી અજવાળું! ચારે બાજુ ઘનઘોર અંધકાર ફેલાયેલો છે. આસપાસ ભયંકર જંગલ છે. અમરના

મનમાં વિચારમાળાના મણુકા ફરવા લાગ્યા. આ શું ? સપનું કે ભ્રમ ? તે વિચાર કરતો બેઠો થયો.

તેણે મન સાથે નક્કી કર્યું કે, ગમે તે થયું હો ! પણ હવે આ સ્થળે વધુ વાર બેસવામાં ભલીવાર નથી. તરત તે ઊભો થયો. પણ ઊભા થતાંની સાથે જ તેના પગ તળે કંઈક કચરાયું ! જુએ તો પગ તળે કમળનું ફૂલ !

અમરે ચકમક ઘસી અજવાળું કર્યું. ફૂલને અજવાળે ધર્યું. ફૂલમાં એક કૂંચી હતી. અમરે ધારી ધારીને ફૂલ જોયું. ફૂલ કમળનું જ હતું. ને ચાવી સોનાની હતી.

ફૂલ અને ચાવી ગજવામાં મૂકી, ઘોડેસવાર થઈ તે આગળ રવાના થયો. થોડે દૂર ગયો એટલામાં હાહાકાર અને બૂમરાણના અવાજ તેને કાને સંભળાવ્યા.

જાણે કેટલાંય માણસો એક સામટાં રડતાં હોય એમ તેને લાગ્યું. જોતજોતામાં તો કેટલાંય માણસો તેની સામે રડતાં અને કકળતાં દોડી આવતાં જણાયાં.

અમરે એક માણસને ઊભો રાખી પૂછ્યું: “ ઊભો રહે, ભાઈ ! આ બધી શી ધમાલ છે ? તમે

લોકો આમ નાસભાગ શા સારુ કરી રહ્યા છો? તમે શા માટે રડારોળ ને કકળાટ કરી રહ્યા છો?"

પેલા માણસે ગભરાતાં ગભરાતાં જવાબ દીધો: "વાત કરવાનો વખત નથી. અહીંથી તમે ઝટ નાસો. ઘોડો પાછો ફેરવો. આગળ જવામાં જીવનું જોખમ છે. જુઓ, જુઓ, ચારે બાજુ આગના ભડકા બળે છે. આ જંગલમાં એક રાક્ષસ રહે છે. તે આજ બધા પર કોપાયમાન થયો છે. આખું જંગલ બાળી મૂકવા તૈયાર થયો છે. અમે જીવ લઇને નાઠા છીએ. તમે આગળ ન જશો. ચાલો, ચાલો, ઝટ પાછા ફરો."

એટલામાં તો આગના ભડકા દેખાયા. એક જણુ સોનેરી રંગના ઘોડા પર બેસી ચારે તરફ આગ વરસાવતો પૂરવેગે દોડયો આવતો હતો!

અમરને આ બધું જોઈ મનમાં સહેજ ધ્રાસકો લાગ્યો. પણ તે હિંમતભેર ત્યાં જ ઊભો રહ્યો. એક ડગલું પણ ન ખસ્યો.

જોતજોતામાં રાક્ષસ સામે આવીને ઊભો. તેણે આવતાંની સાથે જ અમર સામે જોઈ એક વિકરાળ ચીસ નાખી. પછી કહે: "તું કોણ છે? કયાંથી આવે છે? કયાં જાય છે? તને મારો ડર નથી લાગતો? તું



રાક્ષસ કહે: "તું કોણ છે ? સાચી વાત કહે.
તારી હિંમત પર હું ખુશ થયો છું."

જાણે છે કે હું કોણ છું? પાછો ફર નહિ તો જીવતો જ બાળી મૂકીશ?"

અમર એમ રાક્ષસની ધમકીથી ડરી જાય તેવો પોચો નહોતો. તે કહે: "હું જાણું છું કે તું કોણ છે. તું રાક્ષસ છે. પણ મને તારો જરાય ડર નથી. તું આટલાં બધાં માણસોને શા સારુ હેરાન કરે છે? શા માટે તેના પર આગ વરસાવે છે? તને જરા પણ દયા નથી આવતી?"

અમરના નીડર શબ્દો સાંભળી રાક્ષસ થંભી ગયો. તેના મનમાં થયું: "આ કોઈ જબરો હિંમતવાન લાગે છે. મારાથી પણ ડરતો નથી. ઊલટો મને ધમકાવે છે!" રાક્ષસ કહે: "તું કોણ છે? સાચી વાત કહે. તારી હિંમત પર હું ખુશ થયો છું."

અમર કહે: "હું મુસાફર છું. દેશ પરદેશમાં ફરવું, નવું નવું જોવું ને જાણવું એ જ મારો ધંધો છે."

રાક્ષસના મનમાં થયું: આવા નીડર અને બહાદુર જુવાનને મારી સાથે રાખવાથી મને પણ ફાયદો છે. રાક્ષસ કહે: "તું મારી સાથે રહેવા કબૂલ થાય છે?"

અમર કહે: "જરૂર. શા માટે નહિ ? પણ એક શરતે. તમે પ્રતિજ્ઞા કરો કે હવેથી હું કદીપણ આગ લગાડવાનું અને જીવતાં નિર્દોષ માણસોને બાળવાનું ઘાતકી કામ નહિ કરું. કોઇપણ માણસને કે કોઈપણ પ્રાણીને દુ:ખ દઇશ નહિ. સતાવીશ નહિ. જો આટલી પ્રતિજ્ઞા કરો તો હું તમારી સાથે રહેવા ખુશી છું."

રાક્ષસ કહે: "કબૂલ."

રાક્ષસે અમરના કહેવા મુજબ પ્રતિજ્ઞા લીધી. જંગલ બળતાં બચી ગયું. માણસો મરતાં બચી ગયાં.

રાક્ષસ પાસે એક દાબડી હતી. એ દાબડી ખોલતાં તેમાંથી આગના ભડકા થતા. જેટલા મોટા ભડકા કરવા હોય એટલા થાય. ગામનાં ગામ અને શહેરનાં શહેર બાળી મૂકે. એવી એ દાબડીમાં કરામત હતી. રાક્ષસે દાબડી બંધ કરી અને પોતાના મોંમાં મૂકી દીધી.

અમર આ જાદુઈ દાબડી જોઈ ગયો. તેના મનમાં થયું: "ગમે તે રીતે આ દાબડી રાક્ષસ પાસેથી પડાવવી જોઇએ."

અમર અને રાક્ષસે ઘોડાને પગની એડી મારી.



બન્ને જણા જોતજોતામાં એક ગુફા આગળ આવી પહોંચ્યા.

એડી લાગતાં ઘોડા તીરવેગે ઊપડયા. બંને જણા જોતજાતાંમાં એક ગુફા આગળ આવી પહોંચ્યા.

ગુફા બહારથી તો બેડોળ અને બિહામણી દેખાતી હતી. પણ અમર અંદર જઈને જુએ છે તો,

તેની નવાઈનો પાર ન રહ્યો. મોટા રાજવીના મહેલને પણ ઝાંખો પાડી દે એવો ગુફામાં રાક્ષસનો મહેલ હતો. મહેલને દરેક દરવાજે હીરા મોતી, માણેક ને જવાહીર જડયાં હતાં. સોના રૂપાના દરવાજા હતા. અંદર વૈભવનો પાર ન મળે.

મહેલના એક ભાગમાં એક સુંદર અશ્વશાળા હતી. તેમાં અગણિત ઘોડા બાંધેલા હતા. કોઈ લાલ તો કોઈ ભૂરો; કોઈ કાળો તો કોઈ સફેદ; કોઈ રાખોડી તો કોઈ બદામી એમ રંગરંગના ઘોડા બાંધેલા હતા.

અશ્વશાળાની અંદર એક બીજો ભભકાદાર ઓરડો હતો. તેમાં ફક્ત રાક્ષસનો જ ઘોડો બાંધવામાં આવતો. રાક્ષસે ઓરડો ખોલી પોતાના ઘોડાને જાતે જ બાંધ્યો. અમરે પણ એક તરફ પોતાનો ઘોડો બાંધ્યો.

મહેલમાં સેંકડો નોકર ચાકર હતા. દાસદાસીઓ હતી. ચોકીદાર રખેવાળ પણ હિસાબ વગરના હતા. આટલા બધા નોકર ચાકર અને દાસદાસીઓ હોવા છતાં રાક્ષસે પોતાના ઘોડાને જાતે જ બાંધ્યો. અને પંડે જ ઘોડાને ચંદી ખવરાવી. આ જોઈ અમરને આશ્ચર્ય થયું: આમાં નક્કી કંઇક ભેદ છે."

ઘોડાને ચંદી ખવરાવી રાક્ષસ પોતાના દીવાનખાનામાં ગયો. એક નોકર અમરને એક બીજા દીવાનખાનામાં લઈ ગયો.

દીવાનખાનું ભભકાબંધ હતું. મોટા રાજેશ્વરનું દીવાનખાનું પણ એની આગળ વિસાતમાં નહિ.

અમર દીવાનખાનામાં જઈ એક હીંચકા પર બેઠો. થોડીવાર થઈ ત્યાં એક દાસી તેના માટે મેવાનો થાળ લઈ આવી. અમરે પેટ ભરીને મેવો ખાધો.

અમરને ઊંઘ આવતી હતી. થાકી પણ ખૂબ ગયો હતો. ઊંઘવા માટે પલંગ પર જતો હતો; એટલામાં એક નોકરે હાજર થઈ સલામ ભરી કહ્યું: "આપને અમારા રાજા બોલાવે છે."

અમર કહે: "ક્યા રાજા?"

નોકર કહે: "આ મહેલ અને જંગલના ધણી. બીજા તે ક્યા રાજા હોય વળી?"

અમર કહે: "ચાલ ત્યારે, આવું છું."

અમર રાક્ષસ પાસે ગયો.

રાક્ષસ પોતાના વિશાળ અને ભપકાબંધ દીવાનખાનામાં બેઠો હતો. દીવાનખાનાની ભીંતો સોનાના પતરાથી જડેલી હતી. છતમાં રંગબેરંગી સાચા

હીરા જડેલા હતા. ભીંત પર હાથથી ચીતરેલી મોટી મોટી છબીઓ બાકી રહી હતી. આ બધું જોઈને અમર તો ઘડીભર આભો જ બની ગયો. તેના મનમાં થયું: "હું અહીં ક્યાંથી આવી ચઢયો? આ તે ગુફા છે કે માયાવી મહેલ?"

અમરની સામે નજર નાખી રાક્ષસ બોલ્યો: "તમને આ મહેલ ગમે છે?"

અમરને તો મહેલમાં ફરીને બધું જોવું હતું. મહેલની અંદરની આખીયે રચના અને વાત સમજી લેવી હતી. કહે: "જ્યાં સુધી મહેલ પૂરેપૂરો જોયો નથી તે પહેલાં કેમ કરી શકું કે મહેલ ગમે છે કે નહિ?"

રાક્ષસ કહે: "ત્યારે તમે મહેલમાં બધે ફરીને જોઈ લો. પછી મને જણાવજો કે શું ગમે છે અને શું નથી ગમતું."

અમર કહે: "વારુ."

અમરને મહેલ બતાવવા રાક્ષસે એક નોકરને હુકમ કર્યો. નોકરને એક ખૂણે બોલાવી કાનમાં કહ્યું: "બધું બતાવ પણ રાજકુમારી છે એ જગ્યા નહિ બતાવતો. એ વિષે વાત પણ ન કરતો. સમજ્યો?"

નોકર કહે: "હા જી, સમજ્યો."

અમર નોકર સાથે મહેલ જોવા ઊપડયો. એ તો ભારે ચતુર હતો. તેણે બે ચાર ખંડ જોઈને નોકરને વિદાય કર્યો. અને પોતે એકલો જ મહેલમાં ઘૂમવા લાગ્યો.

ઘૂમતાં ઘૂમતાં મહેલના પાછલા ભાગના બગીચાના લીલા ઘાસ પર એક રૂપવાન કન્યા રડતી બેઠેલી તેની નજરે પડી. અમરના મનમાં વહેમ પડયો. આ તો ચંદ્રાવલી નહિ હોય? તે દોડીને એકદમ તેની પાસે ગયો. જઈને જુએ તો, ખરેખર જ ચંદ્રાવલી !

અમરને જોતાં વાર જ ચંદ્રાવલીની નજર પણ અમર પર પડી. ચંદ્રાવલી આભી બની ગઈ! તેના મનમાં હરખનો પાર ન રહ્યો. તે હરખાતી ગભરાતી બોલી: "અમર! તું અહીં કઈ રીતે આવ્યો? રાક્ષસને જાણ થશે તો તને જીવતો નહિ છોડે!"

અમર હસતાં હસતાં બોલ્યો: "તારે તેની કશી ચિંતા કરવાની નથી. તું જરા પણ ડરતી નહિ હું રાક્ષસને પહોંચી વળીશ. તારી શોધ માટે તો મેં કેં કેટલાંય દુ:ખ સહન કર્યાં છે. આખરે આજે



"આખરે આજે તારો પત્તો લાગ્યો. તને સાજી સમી જોઈ હું ખૂબ જ રાજી થયો છું."

તારો પત્તો લાગ્યો. તને સાજી સમી જોઈ હું ખૂબ જ રાજી થયો છું."

પછી બંને વાતે વળગ્યાં.

અમરે પોતા પર પડેલાં બધાંય દુઃખો કહી સંભળાવ્યાં.

ચંદ્રાવલીએ પોતે આ રાક્ષસના કેદખાનામાં કેવી રીતે આવી પહોંચી તે વાત વિગતે અમરને કહી સંભળાવી. બંનેએ ખૂબ ખૂબ વાતો કરી. પેટ ભરીને વાતો કરી. અહીંથી કેમ છૂટાય તે વિષે બંને-એ મળી વિચાર કરી નિર્ણય કરી લીધો.

બંને વાતો કરતાં હતાં એટલામાં એક નોકર આવી પહોંચ્યો. તેણે આવતાંની સાથે અમરને કહ્યું: "આપને અમારા રાજાજી બોલાવે છે. જલદી ચાલો."

અમરના પેટમાં ફાળ પડી. રાજા આ વાત જાણી ગયો હશે તો ભારે થશે ને બાજી બધી ઊંધી વળી જશે એમ તેને થવા લાગ્યું. તે તરત રાક્ષસ પાસે પહોંચ્યો.

રાક્ષસ કહે: "કેમ, કુમાર! મહેલ ગમ્યો?"

અમર કહે: "એ બાબત સવારે તમારી સાથે વિગતવાર વાત કરીશ. અત્યારે એકદમ ઉતાવળો અભિપ્રાય આવવાનો યોગ્ય ન ગણાય. મને જરા વિચાર કરવા દો તો ઠીક."

રાક્ષસ કહે: "ભલે, જેવી તમારી ઈચ્છા. પણ સવારે અભિપ્રાય આપવો પડશે હં, કે!"

અમર કહે: "હા, હા. એમાં શું? સવારે તો અભિપ્રાય આપવાનો જ."

પછી અમર એક દીવાનખાનામાં સૂવા ગયો. પણ ઊંઘ શે આવે? એને તો પોતાનું કામ પાર પાડવું હતું. બધાંય સૂઈ ગયા પછી અમર ઊઠયો.

પોતાને જંગલમાંથી જે ચાવી મળી હતી તે લઈ રાક્ષસનો ઘોડો બાંધ્યો હતો તે ઓરડા તરફ ગયો. ઓરડે તાળું વાસ્યું હતું. ચાવી રાક્ષસ પાસે જ રહેતી હતી.

અમરે પોતા પાસેની ચાવી તાળામાં ભેરવી. તાળું તરત ખુલી ગયું!

અમરના હરખનો પાર ન રહ્યો. ફરી તાળું વાસી પોતાના દીવાનખાનામાં જઈ ચુપચાપ સૂઈ ગયો. સૂતી વખતે તેણે વિચારી રાખ્યું હતું કે: આવતી કાલે જમવા ટાણે બધાં એકઠાં થશે તે વખતે રાજકુમારી ચંદ્રાવલી પણ મળશે. ત્યારે તેને છૂપી રીતે એક ચિઠ્ઠી આપી દઈશ.

સવારે વહેલાં ઊઠી અમરે એક ચિઠ્ઠી લખી. તેમાં લખ્યું હતું:—

"આજે રાતે આપણે અહીંથી નાસી જવાનું છે. તું તૈયાર રહેજે. બગીચામાં મળીશું. પેલી રાક્ષસની આગની ડાબલી તું ગમે તેમ કરીને હાથ કરી લેજે. હું તેનો ઘોડો લઈ લઈશ. ઘોડો બંધાય છે તે ઓરડાની ચાવી મારી પાસે છે."

જમવાનો સમય થયો. બધાં ભેગાં મળ્યાં તે વખતે અમરે રાક્ષસને ખબર ન પડે એવી રીતે એક નોકર સાથે ચંદ્રાવલીને ચિઠ્ઠી પહોંચાડી દીધી. નોકરને ઇનામ તરીકે હીરાનો હાર ભેટ આપ્યો.

જમતી વખતે રાક્ષસે અમરને પૂછ્યું: "બોલો, કુમાર! મહેલ કેવો લાગ્યો તે વિષે વાત કરો."

અમરે મહેલનાં ખૂબ વખાણ કર્યાં. રાક્ષસ તો પોતાના મહેલનાં વખાણ સાંભળી રાજી રાજી થઈ ગયો.

રાત પડી. અરધી રાત થઈ. બધાં ઊંઘી ગયાં. માત્ર આખા મહેલમાં બે જ જણ જાગતાં હતાં. એક રાજકુંવરી ચંદ્રાવલી અને બીજો વજીરપુત્ર અમર!

અમર ઊઠયો. અશ્વશાળા તરફ ગયો. રાક્ષસનો ઘોડો બાંધ્યો હતો તે ઓરડો ખોલી ઘોડો બહાર કાઢયો.

ઘોડો ખૂબ તોફાન કરવા લાગ્યો. ઘોડો સમજી

ગયો કે આ મારો મૂળ માલિક નથી. ઘોડો ખૂબ જોરથી હણહણવા લાગ્યો. અમરને ચિંતા થઇ. પણ તરત તેને કમળનું ફૂલ યાદ આવ્યું. ખીસામાંથી ફૂલ કાઢી ઘોડાને નાકે ધર્યું. તરત ઘોડો ચૂપ થઇ ગયો !

અમર ઘોડા પર સવાર થઈ મહેલના પાછલા ભાગના બગીચામાં ગયો. બગીચામાં રાજકુમારી તેની રાહ જોતી બેઠી હતી. તેણે અમરના કહેવા પ્રમાણે રાક્ષસની ખાનગી પેટીમાંથી પેલી જાદુઈ દાબડી કાઢી લીધી હતી.

અમરે ચંદ્રાવલીને પોતાની પાછળ ઘોડા પર બેસાડી દીધી. પછી ઘોડો હાંકયો. ઘોડો પવનવેગે ઊપડયો.

થોડી વારે રાક્ષસને ખબર પડી ગઇ. આખા મહેલમાં હોહા મચી ગઈ. રાક્ષસ તો કંઈ બરાડા પાડે બરાડા ! નોકર—ચાકર ને દાસ-દાસીઓ તો બીકનાં માર્યાં આમથી તેમ દોડાદોડી કરવા લાગ્યાં. રાક્ષસે અશ્વશાળામાં જઈને ઘોડાની તપાસ કરી તો પોતાનો ઘોડો ન મળે. પછી દીવાનખાના ભણી દોડયો. ત્યાં જઈને આગની દાબડીની તપાસ કરી

તોં તે પણુ ન મળે ! રાક્ષસના ગુસ્સાનો તો પાર ન મળે. દાંત કચકચાવે ને ભીંતમાં જોર જોરથી મૂક્કીઓ મારે ! બબડે ને બરાડે ! હવે ? એકકેય ઉપાય હાથમાં ન રહ્યો. ઘોડો ગયો ને દાબડી પણુ ગઈ.



રાક્ષસ નજીક આવ્યો કે તરત જ અમરે ચંદ્રાવતી પાસેથી આગની દાબડી લઇ લીધી. દાબડી ખોલી રાક્ષસ સામે ધરી. રાક્ષસ બળવા લાગ્યો.

જે બે મુખ્ય સાધનો હતાં તે તો જતાં રહ્યાં. રાક્ષસ તો ભારે ગુસ્સે થઈ બીજા ઘોડા પર સવાર થઈ વજીરપુત્ર અમર અને રાજકુંવરી ચંદ્રાવલીની પાછળ પડયો. પણ એ બંને તો ખૂબ જ દૂર નીકળી ગયાં હતાં.

તે છતાં રાક્ષસે તેમને પકડી પાડયાં.

રાક્ષસને પાછળ આવતો જોઈ અમરે ઘોડો થંભાવ્યો. તેને હવે રાક્ષસની જરાય બીક રહી ન હતી. કેમકે તેનો પવનવેગી ઘોડો પોતા પાસે હતો. વળી આગની જાદુઈ દાબડી પણ પોતાના કબજામાં હતી.

રાક્ષસ નજીક આવ્યો કે તરતજ અમરે ચંદ્રાવલી પાસેથી આગની દાબડી લઈ લીધી, દાબડી ખોલી રાક્ષસ સામે ધરી.

રાક્ષસ બળવા લાગ્યો. એને આખે શરીરે લાય વ્યાપી. જોતજોતામાં તે બળીને રાખ થઈ ગયો.

*

અમર અને ચંદ્રાવલી ચંદ્રનગર આવી પહોચ્યાં.

રાજકુમારી ચંદ્રાવલી આવ્યાના સમાચાર આખા નગરમાં પવન વેગે ફેલાઈ ગયા.

રાજાના આનંદનો તો પાર ન રહ્યો. પ્રધાન પણ પોતાના પુત્રની હિંમત અને સાહસ–બહાદુરી



રાજકુંવરી ચંદ્રાવતીને અમર સાથે પરણાવીને અમરને રાજમાં ચોથો હીસ્સો આપવાને બદલે આખું રાજ તેને રાજાએ સોંપી દીધું.

પર ભારે ખુશ થયો.

રાજાએ અમરની પીઠ થાબડી. તેનું બહુમાન કર્યું. રાજકુંવરી ચંદ્રાવલીને અમર સાથે પરણાવી ને અમરને રાજમા મોટા હોદ્દો આપવાને બદલે આખું રાજ તેને રાજાએ સોંપી દીધું !

અમરે સરસ રીતે રાજ ચલાવ્યું. લોકોને સુખી કર્યા. ને પોતે પણ સુખમાં જિંદગી વીતાવી!

